તાને પરમહોંસથી મળ્યા. થોડી મુદતમાં રાજા જરાસંધના જબરાં જોર ને ભયને લીધે શ્રીકૃષ્ણ કુટુંબ પરિવાર સહિત શ્રીદ્વારામતિ એટલે દ્વારિકામાં આવી રાજ્ય જમાવીને સુખ શાંત્તિ અને પરમાનંદથી વસ્યા.

આણીગમ શ્રી કૃષ્ણ ભગવાનના વિદ્યા બન્ધુ સુદામાજીએ પરણીને ગ્રહસ્થાશ્રમ માંડયો. વખત જતાં સુદામાજી દરિદ્રાવસ્થામાં આવી પડયા. અધુરામાં પુરૂં તેમની સ્ત્રીને પેટે પાંચ—સાત છોકરાં છૈયાં થયાં ને કુટંબ કબિલાનો વિસ્તાર વધી ગયો, એટલે સુદામાજીએ વિપત્તીરૂપી વ્હેળાના વહનમાં ઘસડાવા માંડયું. "અંન્નને અને દાંતને વેર થયું", ઘરમાં રાતી બદામ નરહી. છોકરાં છૈયાં તથા પોતાની પતિવૃતા સ્ત્રી શાથે પોતે પણ અન્ન વગર ટળવળવા લાગ્યા. ખાવા પીવાને અન્નનો ઓરતો તો પેહરવા ઓઢવાને ભાતભાતના વસ્ત્રાલંકારોની તે શી આશા રાખે? આવી અધમ અવસ્થામાં આવી પહોંચ્યા પણ પોતાની ટેક ન મુકી. અંતે પોતાની શાણી સ્ત્રીના અતિ આગ્રહને લીધે તેઓ પરમ મિત્ર શ્રી કૃષ્ણની સ્હાયતા માગવાને શ્રીદ્વારિકાં ગયા.

ત્યાંઆગળ પોતાના મિત્રની રિદ્ધીસિદ્ધી જોઇને સુદામા સાનંદાશ્ચર્ય પામ્યા; ને પોતાની દારીદ્રાવસ્થાથી લજ્જાયમાન થયા. આવી પડતી સ્થિતીમાં શ્રી કૃષ્ણે ઘણી પ્રીતિ બતાવીને પોતાની સોળ સહસ્ત્ર સુંદર

ઓની સન્મુખ દીન મિત્રની ખ્યાતી વધારી. કંચન મહાલયમાં પધરાવીને સુદામાજીને સંતોષ્યા, તથા દિન દસનાં છુપાં દારિદ્ર કાપી, પોતાના સરખી પરમ સ્થિતીએ પહોંચાડી ખરી મિત્રતા બતાવી. આ વિગેરે મતલબને લગતા વિષયપર રચેલું નાટક આ નાટક તખ્તાપર ભજવી બતાવવાનું છે.

ધનવાન મિત્ર પોતાના બાળ સ્નેહીને દિન અવસથામાં કેવી રીતે સ્હાય થાય છે, તથા પતિવૃતા સ્ત્રી આપત્તિ કાળમાં પોતાના પતિને ધૈર્યતા આપીને સંકટમાં કેવો ભાગ લે છે એનું ખરૂં ચિત્ર બતાવવાને આ વિષય સરખો બીજો ઉચ્ચ વિષય આપણા કવિને મળ્યો નથી. એવા એક અતિ ઊચ્ચ વિષય પર રચેલું નાટક, અત્રે એકઠા થએલા ગ્રહસ્થો એકાગ્રહ મનોવૃત્તીથી જોશે તો સુબોધ પામશે ને હાસ્યરસના હિમાયતી વિદુષક! તું તારૂં કામ અથથી ઇતિ સુધી બરોબર બજાવીશ તો તેનો બદલો તને પણ મળશે.

**વિદુષક**—ભાઇ સુત્રધાર! આ તારૂં લાંબું લાંબું ટાયલું સાંભળીને હું તો છક થઇ ગયોછું. એ સઘળી વાતો ખરી પણ બંદાને જો મીઠું મીઠું જમવાનું ને આંખે દીઠું રમવાનું મળશે તો ખમવાનું હશે, મીને પણ જમાશે એટલું જમીશ ને રમાશે એટલું આ સઘળું બજાવતાં પહેલાં જો તું રજા આપે

તો એકાદ રાગડામાં તાનસેનને ટક્કર મારે એવા સુરનું ગીતડું ગાઇને શ્રોતા જનોને પેટ ભરીને હસાવું.

**સુત્રધાર**—વિદુષક! તારૂં કામ કાંઇ ગાવા કરવાનું નથી. એ ઉત્તમ કામને માટે તો મેં મારી વહાલી સ્ત્રી નટીને નિમેલીછે. જો તે હમણાં આવેછે. તું ત્યાં સુધી પેલા પડદા પાછળ જા ને ખાઇ પીને તાજો થા.

(વિદુષક જાયછે ને નટી આવેછે.)

**સુત્રધાર**—આવો પ્રિય નટી! આવો. તમે યોગ્ય પ્રસંગપર આવી મળ્યાં. સમય સાચવવાને તમે સદાય સાવધ રહોછો, એ જાણીને હું તમારા પર સદાય પ્રસન્ન રહુંછું પ્રિયા.

**નટી**—પ્રાણનાથ! પતિની આજ્ઞામાં તત્પર રહેવું એ પતિવ્રતા નારીનો પવિત્ર ધર્મછે. તેને અનુસરીને હું ચાલુંછું, તેમાં કાંઇ વિશેષ વાત નથી. હુકમ મુજબ વરતવાને હમણાંહાજર છું, શી આજ્ઞા છે સ્વામીનાથ?

**સુત્રધાર**—જો પ્રિયે! આ ઋતુરાજના રળિઆમણા દહાડા ચાલેછે. આજે માઘશુદિ પુનેમની શિતળ સુખમય ચાંદની રાતછે. વન ઉપવનમાં વિશાળ વૃક્ષો ખિલી રહયાં છે. આંબારાયણાદિ તરૂઓ પર વિરાજીને કોયલો કિલકિલાટી સાથ ગંભિર શબ્દ શોર કરી રહીછે. ગીરીવરમાંથી ગહન નિકળતાં નિરમળ નિર

ઝરાઓ હળુવે હળુવે સાપના લીસોટા સમાન વહન ક રેછે. શિતળ સુગંધીમય પવન શરીરને શિતળતા આપી શાંતી કરે છે. એવા સુખકારક સમયને અનુસરતું મધુ રા રાગથી એક ગીત ગાઇને આ સમાજના સજ્જન શ્રોતાજનોને સંતોષ પમાડું એવી મારી અભિલાષાછે.

નટિ—મહારાજ! જેવી આપની આજ્ઞા.

(ગાવા માંડેછે.)

**(પદ.)**

ઋતુ રાજની આ ખિલી રહી રાત, ઋતુ૦
વન ઉપવનમાં કરતી વિશેષે,
કોયલડી કિલકિલાટ. ઋતુ૦
બાગ બગીચામાં ખીલિ બહુધા;
જુજવાં વૃક્ષોની જાત. ઋતુ૦
ઝાઝાં ઝરણના વિમળ વહનથી;
ગેબી થતા ગગડાટ. ઋતુ૦
કુંઝલત્તાની ઘાટી ઘટામાં;
ઉપજે નહીં ઉકળાટ. ઋતુ૦
હોજ ફુંવારમાં ઝીલતાં હોંસે;
વિસરે ઉતાપની વાત. ઋતુ૦
ગંભીર શિતળ શોભે ગગનમાં;
ચાંદનીના ચળકાટ. ઋતુ૦
ઊંઘમી નરને નારી ઉંઘેછે;

ઉરના તજીને ઊચાટ. ઋતુ૦
એક ન આવે અવાજ અચાનક;
સઘળે દિસેછે શાંત- ઋતુ૦
ચાંદિ સમી ખગ ચાદર માંડી;
ભભુકી રહી ચહુ ભાત. ઋતુ૦

**સુત્રધાર**—વાહવા પ્રિયા! તું શું મધુરૂં ગાયછે? શ્રોતાજનોના મુખારવીંદ જોતાં જણાય છે કે તેઓ તારા રશીલાં ગાયનથી અત્યાનંદી થયાછે.

**નટિ**—પ્રાણનાથ! એ શઘળું આપના પુણ્ય પ્રતાપે છે. આપ અને "શાણા શ્રોતાજનો મારી કદર બુઝોછો એથી હું રાજી થઇછું, મહારાજ! હવે શી ફરમાશછે. આજ્ઞા હોય તો જાઊં.

**સુત્રધાર**—પ્રિયા! જા. સુખે સિધાવ. હવે હું નાટકારંભ કરૂંછું. (નમન કરીને નટિ જાયછે.)

(પડદો પડેછે)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—ગોકુળમાં નંદરાયનું ઘર.

(ગાનારા ગાય છે.)

"લાલ તમારો લાડકવાયો, લાજ અમારી લેછે રે. લા૦
જમુનાજીને મારગ જાતાં, કાનો આળ કરેછેરે;
માવ તમારો માંકડલાની. ફોજને લઇને ફરે છે, લાલ૦

ગોપિઓનાં દુધ દહિનાં ગોરસ, લાલ લૂંટાવી દજેરે;
પારકી ગાય તણાં દુધ પીને, ભુધર પેટ ભરેછેરે.''લાલ૦

જસોદાજી (સ્વગત)—હવે મારે કરવું શું? લાડકવા યો લાલ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પોતાનાં લક્ષણ ઝળકાવ્યાં વગર રહેતો નથી. એને મારે વારંવાર શું કહેવું? શો સમજાવવો! કેટલો મારવો. સમજાવી સમજાવીને મારી લુલી થાકી ગઇ, મારી મારીને મારા હાથ હારયા, હું હારી પણ એ ન હારયો. અવસ્થા થયે પણ અટકચાળા મેલવાજ નહી એ શા આચાર? એને તે અક્કલ આવશે કે નહિ? હજુ સુધી બાળક બૂદ્ધી રહી! "સોળે સાન" આવી તો આવી નહીં તો પછી જડ ભરથજ રહી જવાનો. લોકો ઘડિએ ઘડિએ એની રાવ લાવે છે. તેમને મારે શો પ્રત્યુત્તર દેવો. એની રંજાડતો જુઓ! ઘરમાં વાંદરાં, માંકડાં ને નાનાં છોકરાંના ટોળાં ભેળાં કરીને, આ સઘળું દુધ—દહીં વેરાણ છેરાણ કરાવીને લુંટાવી ઝુંટાવી દીધું છે અને તે મારે કરવું શું?

મારા ઉપાય ખુટયા પણ એની હિકમત—કળા ન ખુટી. એના ભાઇબંધનો જુઓ! વાંદરાં, માંકડાંને નાનાં નાનાં નાગાં ફરતાં છોકરાંનો સેના એની સાથેને સાથે જ ધુમતી! એણે કેવા મિત્રો મેળવી લીધા છે? આજ મારૂં કેટલું નુકશાન કરીને એ જતો રહ્યો છે? હાય

માં આવે તો ખુબ હાથ રસ લઉં. એને મારવાને તો જાઉંછું પણ મને એના મીઠાં મીઠાં વચનોથી સામો કરૂણા આવે છે ને હાથ ઊંચકાતોજ નથી. લાવને આ ટલામાં જોઉ. જોઇએ છે? (શ્રીકૃષ્ણ આવેછે)

કૃષ્ણ—માતાજી! તમે આમ હાંફળા ફાંફળા કેમ છો? હું તો આ રહ્યો! મને શોધવાને તો જતાં નથી ને? મેં મલ્લ યુદ્ધમાં હમણાં આહીરના એક ગભરૂ છોકરાને એવો પટક્યો છે કે જાણે પત્થરપર ધોબી વસ્ત્ર ધુવે? માજી! મલકુસ્તિમાં હું એવો કુશળ થયો છું કે મારી સામે ગમે એવો જોરાવર યોદ્ધો છોને આવે? તેને પણ ચાંચડની પેઠ ચોળી નાખું?

જસોદા—કાન! તારાથીતો હું હવે કાયર કાયર થઇ ગઇછું સઘળું ગોકળીયું પણતારા તોફાનથી તો છેક કાયર થયું છે. હવે તારા અટકચાળા છોડી દે તો સારૂં કેહેવાય આપણા ઘરમાં રંજાડ કરીને વળી ગામના ગરીબ લોકોનાં છોકરાં ઉપર હાથ ચલાવવા ગયો? ઘરમાં કદાપી ભાંગ ફોડ કરી તો જાણે ઠીકજ, પણ ગામતે કેટલું સાંખે? તારા બાપની શરમથી મોઢે ચઢિને કોઇ કહેતું નથી, પણ પાછળથી તારી અપકીર્તિ બહુ વદે છે. શેરીએ ને મોહોલે ચકલે માંહોમાંહે લોકો વાતો કરે છે કે, પેલા કાનને કોઇ કન્યા આપવાનું નથી, એ તો ઘેલો ને તોફાની છોકરો છે. તારે વિષે કેવી ખબર?

માટે તું હવે ડાહ્યો થઇ જા ને છોકરવાદપણું છોડીને કાલથી નિશાળે ભણવાને જાતો બહુ રૂડું કહેવાય.

કૃષ્ણ—માજી! તમારી ફરીઆદ તમને કદાચ વાજબી દિસતી હશે, પણ મનેતો સાચી લાગતી નથી; અમારો બાળ ધર્મ એ છે કે, ખાવું પીવું ને ખેલવું તેને તમે તોફાનનું વિશેષણ લગાડો તો.તમે મોટાંછો. મેં આજ સુધીમાં મારી વયને છાજતી વિદ્યાનું કેટલું અધ્યયન કીધું છે, તે તમે કદાચ નહિ જાણતા હો; પણ પિતાજી જાણે છે. મેં સઘળા પ્રકારની કુસ્તિની, યુદ્ધની, ને કસરતની કેળવણી લીધી છે. હવે મારે શું ભણવા ગણવાનું રહ્યું છે? તમે મારી કેડે અમસ્થાં કેમ પડયાં છો? મને શાળાતો કડવી ઝેર સમાન દિસે છે, સમજયાં, માજી!

જસોદા—દિકરા! એ વિદ્યા કરતાં મન કેળવવાનો વિદ્યા કાંઇ ઓછે દરજજે નથી. ખરી વિદ્યા તો એજ છે. બાહુ બળને અંગ બળ કરતાં મન બળ ને જ્ઞાન બળનું તેજ વિશેષ છે. એ તારે સાચું સમજવું. તું આખો દહાડો વાંદરાં, માંકડાંને રમાડતો ફરે છે, વ્રજમાં વાંસળી ને પાવા વગાડયા કરે છે; ને બાવી સોબતીઓની ટોળીમાં રાજા થઇને રમતો ફરે છે? મે પેલે દિવસે નજરો નજર નહોતું જોયું? તું થયોતો રાજા ને મોર મુગટ પહેરીને, એક બનાવટના સિંહાસન ઊપર

ચઢીને તારા સરખા છોકરાઓમાં દોર દમામ કરતો હતો. લાકડીના હયપર બેશીને તું દોડતો હતો ને તારી આગળ નેકિબ પાળાને સિપાઇની પેઠે નાનાં બાળકો ડાંડ માંઠથી ચાલતા હતા! એટલે તું એમ સમજતો હશે કે હું રાજાછું! રાજા બનવું એ કાંઇ સહેલું નથી દીકરા! આપણે આહીરને રાજ્ય પાટ શું? એ સઘળા મિથ્યા ભામા મેલીને વેહેલા વેહેલા નિશાળે ભણવા સિધાવો, કે કાંઇક હોંશીઆર થાઓ, ને અકકલ આવે. તારા બાપને આજ હું નિશ્ચય કહેવાનીછું ને કાલ સવારે અહિંથી દુર તને ભાણવા મોકલું તોજ ખરી.

કૃષ્ણ—માતાજી! તમારો જ્યારે અત્યંત આગ્રહ થયો છે; ત્યારે મારૂં શું ના કહેવાથી વળવાનું હતું? જેવી તમારી આજ્ઞાને ઇચ્છા, તમે ને પિતાજી જે હુકમ કરશો તે પ્રમાણે વરતવાને આધિનછું. તમે કહોતો આજજ હું જાઊં, પણ તમને મારા વગર કેમ ગોઠશે? તમે મને વારે ઘડિએ કહેતાં હતાં કે બેટા! તારા વગર મને ઘડિ એક ચાલતું નથી. એતો ખાલી બહાના કે? માજી આવી પ્રીત્તિ તમને છાજતી નથી!

જશોદા—બેટા તારૂં બોલવું અજ્ઞાનતાથી ભરેલું છે. પુત્રને પોતાના માતપિતા પોતાની આંખ આગળથી દુર ખસેડવાં માગતા નથી, તથા દુર ગયેલાં જોવા ચાહતાં નથી. તારા ઉપર મારી મમતા હોય એમાં આશ્ચર્ય નથી. એક વનમાં વસતી મૃગલી પણ પોતાનું બચ્ચું ગોદમાંથી તજવાને ચાહતી નથી, એવો સ્વભાવીક સ્નેહ સંતતિપર તેના માત પિતાનો હોય છે. હું તને દેશાવરમાં ભણવા મોકલું છું તેનું કારણ તું પોતેજ

કરી ઠામ બેસીને ઘેર તું તારો અભ્યાસ ન કર એવો મને પક્કો ભરૂંસો છે, ને તેથીજ તને આંખથી અળગો કરી તારો ભવ સુધરે એ માટે અમારા ધર્મ પ્રમાણે બે અક્ષરનું જ્ઞાન આપવું. પછી તારા અદ્રષ્ટમાં જે વિદ્યા માંડેલી હશે તે આવડશે.

કૃષ્ણ—માતાજી! હું દુર દેશમાં તમે કહો ત્યાં ભણવા જવાને આજથી તમારી પાસે કબુલ થાઉંછું; ને થોડા વખતમાં હું કેટલો અભ્યાસ કરૂંછું તે બતાવી આપવાને તત્પરછું. જાઓ, તમે મારા પિતાજીને જણાવો કે બસ કાલ ને કાલેજ હું અહિંથી આપણા કુળગોરને ત્યાં ઉજ્જેણ નગરીમાં ભણવાને જવાનોછું, માટે બનતી સામગ્રી તૈયાર કરીને મને જવામાં મદદ કરે.

જશોદા—શાબાશ છે મારા આગ્રહી છોકરા! આવોજ આગ્રહ તું હમેશાં રાખીશતો આગળ જતાં તું દરેક મહાભારત કામમાં વિજયવાન થઇશ. બેટા! તું તારે સાવધાન થા. હું તારા પિતાજીને જાણ કરવાને જાઊંછું.

(બંને જુદાં પડે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### નંદરાયનો એકાંત ઓરડો.

જશોદા—સ્વામિનાથ! તમને હું ચરણે નમુંછું. મહારાજ આજ્ઞા આપોતો એક વાત નિવેદન કરવાને હું આવેલીછું.

નંદરાય—કહો પ્રાણ પ્યારી! સુખેથી તમે વાત કરો. શ્રવણ કરવાને તત્પરછું પ્રિયા!

જશોદા—પ્રાણનાથ! આપણો પૂત્ર, કૃષ્ણ બહુ અટ કચાળો છે એતો આપ જાણોછો. તે હવે પાકી વયનો થવા આવ્યો છે, એ પણ આપથી અજાણ્યું નથી. આટલી મોટી વયે ગામમાં અહિં તહિં રઝળતો ફરે, કજીઆ ટંટા કરીને રાંક લોકોની રાવ આપણે ત્યાં લાવે એ ઠીક નહિં. એની વય હવે વિદ્યાભ્યાસ કરે એ વડી થઇ છે. એવડા છોકરાઓતો આજ કેટલું ભણી ગણીને ખબડદાર થયા છે. એ સઘળું આપથી લવલેશ અજાણ્યું નથી, તો હવે એને આપણે વિદ્યાભ્યાસ પાછળ વળગાડી દઇએતો સઘળાં તોફાન પડતાં મેલે. માટે એ સબંધી આપનો શો અભિપ્રાય છે, તે જાણવા ને હું આતુરમંદ ચેહેરે અત્રે આવેલીછું.

નંદરાય—પ્રિયા! તારો કહેવાનો ભાવાર્થ આગળથી જ હું સમજી ગયોછું. પોતાના પૂત્રના ભલાને માટે તેને બનતી કેળવાણી આપવી એ યથા યોગ્ય છે, પણ આપણો કૃષ્ણ કયાં ભણે એવો છે? તું એના ચરિત્ર નથી જાણતી? ધુળ ઉપર લીંપણ કરવા સરખી તું વાત કરે છે. એનેતો વાંદરાં, માકડાંનો સાથે વન વગડામાં રખડવાનું બહુ ગમે છે. વળી આપણે આહીરને તે ભણવા ગણવાનું શું કામ છે? એના નશીબમાં હશે એમ થશે. આપણી ગાયોના વંદ ચરાવતો ફરશે ને પોતાના દહાડા તે ઉઠાર લેશે. માટે પ્રિયા! એને ભણાવવાની વાત હવે પડતી મેલેતો સારૂં.

જશોદા—પ્રિય પ્રાણનાથ! કુમળું વૃક્ષ જેમ વાળીએ તેમ વળે, એ કહેવત આપ યાદ કરો. કૃષ્ણ ગમે એવો તોફાનીછે, પણ આગ્રહિછે. હમણા મારી પાસે ભણવાને

અને વળી તે ક્યાં? અહિં નહિં પણ ઊજ્જેણમાં આ પણા ગુરૂને ત્યાં ભણવા જવાને એ કબુલ થયોછે. માટે એની શુભ ઇચ્છાને ઉત્તેજન આપીને આપે સંભાળથી ઉજ્જેણ મોકલવો જોઇયે. આપણે ભણાવવો છે તે કાંઇ રળીખાવાને માટે નહિં પણ તેના અંતઃકરણના સુધારા સારૂંજ. કૃષ્ણ જેમ તમને વ્હાલો છે, તેમ મને પણ છેક અવાલો નથી; પરંતુ તેનું રૂડું તો આપણે તાકવુંજ જોઇએ. આપ જ્ઞાનીછો એટલે મારે વધારે શું કહેવું?

નંદરાય—પ્રાણ પ્યારી! જેમ તારી ઇચ્છા. તારી ઇચ્છા ખરી છે તેતો હું જાણુંજછું, પણ આપણો એક નો એક પુત્ર આપણી આંખ આગળથી દુર થાય એ મને ગમતો વાત નથી; પણ તેના ભલાને સારૂ આપણે ગફલત કરીએ તો મુર્ખમાં ખપીએ. તેથી તારૂં કહેણ માનીને કાલે હું તેને ગુરૂજીને ત્યાં મુકવા જવાની તૈયારી કરૂંછું. કેમ પ્રિયા.

જશોદા—હા. પ્રાણનાથ! હું હવે ખુશી થાઉંછુ. હું પણ આપણા પ્રીય પૂત્રને મોકલવાની સામગ્રી સાવધ કરૂંછું આપ પણ પધારો. (બંને જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ ગોકુળની ભાગોળ

કૃષ્ણ—પિતાજી! હવે જવાની કેટલીવાર છે! હું તો તૈયાર થઇને આવ્યોછું હવે આપના વિલંબે વિલંબછે;

નંદરાય—બેટા! જો! આ વાહન તૈયાર થઇને આવ્યું

છે તેમાં બેસીએ એટલીજ વાર છે, પણ બેટા! જો પેલાં તારાં માજી! તને ભેટવાને આવે છે, તેમને ભેટીલે.

કૃષ્ણ—માજી! આપનો હું આશિર્વાદ માગું છું કે થોડા વખતમાં ગુરૂજીને ત્યાંથી મન કામના પરિપૂર્ણ કરીને ક્ષેમ કુશળ અત્રે આવી પહોંચું.

જશોદા—દીકરા! તારી આશા ઇશ્વર પુરી કરો, એવી મારો આશિષ છે. બેટા! તું મારા હૈયાનો હારછું. તને વિલો મેલતાં મારી છાતી ચાલતી નથી, પણ શું કરૂં? તારા પરમસ્વાર્થ સારૂં હું આ માર્ગ પકડું છું કે તેમ કરતાં પણ તારી અટકચાળી ચાલ સુધરે છે? દીકરા! તું પાછો હવે મને ક્યારે મળીશ? તારા વિયોગે કરીને એક દીવસ વર્ષ સરખો થઇ લાગશે. તારો વિયોગ મારાથી સહન નહિં થાય. તારાથી મારૂં ઘર ભર્યું ભર્યું ભાસતું હતું, પણ આજે તારા વગર મને ખાવા ધાસે. દીકરા! તારૂં મલપતું મુખડું હું હવે કયારે જોવા પામીશ? વેહેલો વેહેલો પધારજે, મારા લાડકવાયા! લાલ! (છાતીએ ચાંપીને હર્ષથી ભેટે છે.)

કૃષ્ણ—માતાજી! તમે શોચ ન કરો. હું કાંઇ દુર દેશાવર જતો નથી, ને જાઉંછું ત્યાંથી તમારે પ્રતાપે વેહેલો આવીને તમને વેહેલો ભેટીશ. તમેજ મને સારી સલાહ આપીને સારે રસ્તે ચઢાવ્યો, ને તમેજ પાછા હિંમત હારી જઇને મારી હીંમત હરોછો? વળો "માતાજી! હવે પુરમાં પાછાં વળો" મારે અને પિતાજીને અસુર થાય છે. તમે અને આ સઘળાં પુરવાસીઓ પૂરમાં પધારો એટલે અમે માર્ગે પડીએ.

પુરવાસીઓ—જશોદાજી! તમારા કૃષ્ણના

તમારા કરતાં અમને વધારે ખોટું લાગે છે. આપણા આખા ગોકુળને માથે કૃષ્ણ છત્રરૂપ ઢાંકણ છે. તેમના ગયાથી અમે અત્યંત દીલગીર છીએ. અમારાં બાળગોપાળને એમના વગર જરા પણ નહિં વિશ્રાંતી થાય.

અમે તમારા પ્રિય પૂત્રને જોઇને અમારી આંખો ઠારતા, પણ જ્યારે વિદ્યાભ્યાસ કરવાને સારૂ તેઓ અમારી નજરેથી દુર જાય છે, ત્યારે વળી મન વાળીએ છીએ કે પ્રીય કૃષ્ણ થોડી મુદતમાં આવીને વિયોગાગ્નીશાંત કરશે. પ્રીય કૃષ્ણ તમે તમારા જીવનું જતન કરજો ને ત્વરીત તમારા પ્રીય જનોને ભેટવાને ગોકુળીઆમાં આવજો એવું અમે ચાહીએ છીએ.

કૃષ્ણ-પ્રિય પુરવાસીઓ! તમારી પરમ પ્રિતીને માટે તમારો પાડ માનું છું. હવે તમે મને આજ્ઞા આપો તો હું અને પિતજી સિધાવીએ.

નંદરાય—ખરૂં છે. અમને વિલંબ થાય છે. તમે સઘળાં જનો પુર ભણી પધારો તો અમે પંથે પળિએ.

જશોદા—બેટા! વેહેલો આવજે. જવાનું કેહેતાં મારી જીભ ઉપડતી નથી. ઇશ્વર તારૂં રક્ષણ કરજો.

પુરવાસીઓ—અમારા જીવન આધાર! જુદાઇ દરદના જવરથી અમને જપ નહિં વળે. માટે સત્વર શાંતી કરવાને ક્ષેમ કુશળ અત્રે પધારશો એવી અમારી આતુરતા છે.

કૃષ્ણ—માતાજી! તમારે મારી કશી ફીકર ચિંતા કરવીજ નહિં. મારા પ્રિય પુરવાસિઓ! તમારી પરમ પ્રિ[illegible]ણી હું પરમાનંદ પામું છું. હું તમારી આંખ[illegible] કાળમાં આવીને ઉભો રહીશ, એ સત્ય

કરીને માનજો (સઘળાં આંસુ ભરી આંખે મળી ભેટી ને જુદાં પડે છે. શ્રીકૃષ્ણ અને નંદરાય ઉજજેણનો રસ્તો ઝાલે છે.

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ ઉજજેણ નગરીનો રાજ્ય માર્ગ.

"ક્યારાતો તુળશી તણા તગતગે, ... પને પોતિયાં,
નવેતો લટકે વળી વળગણી, ધોઇ ધર્યાં ધોતિયાં;
દીસે દર્ભ જુડી રૂડી શિવ તણા, દેરીપણે પાસ છે,
એ એંધાણ થકીજ જાણ ઉગ્યાં, વિપ્રો તણા વાસ છે?

નંદરાય—(ચાલતાં ચાલતાં સ્વગત) આતો વાણી, આવાડ દિસે છે. ઊંચી ઊંચી ઓસરીઓને ચાકળા ચંદરવાથી શોભિત્તાં જણાતાં આ મોટાં સુંદર ગ્રહો વણીક વગર કેના હોય? વાંકી ચુંકી ગલીઓ પસાર કરતાં કરતાં પહોર દિવસ ચડ્યો. પણ વિપ્રની વસ્તિનાં ચિન્હ હજુ વરતાતાં નથી એ આશ્ચર્ય કારક વાત છે! લોકો કહે છે કે આ ઉજજેણ નગરીની ઉત્તર દિશાના વિશાળ પુરામાં પવિત્ર ઋષિઓના આશ્રમો છે, તે સ્થળ હવે કેટલું દુર હશે? શિ? શહેરની બાંધણીને છટા? દરેક વર્ણના દરેક મ્હોલાને ગલિઓથી લોકોના સમુદાય કેવા ભિન્ન ભિન્ન રંગ પકડી રહ્યાં છે તે જોવા જોગ છે. ઊજળી વસ્તીના આચાર વિચાર કાંઇ ”

રહે છે! આ રસ્તો પુર બહાર ઋષિઓના આશ્રમો તરફજ જવાનો હશે તો! ખચીત એમજ. ત્યારે આ સામેના સુંદર અને શાંત આશ્રમો તો પવિત્ર વિપ્રોનાંજ હશેને? આ વિશાળ ઘટાંવાળાં વૃક્ષોની શિતળ છાંયાતળે તેમની નિચાં છાપરાંની પણ સ્વચ્છ પર્ણકુટિઓ" કેવો બહાર આપે છે? તેનાં છાપરાંપર નળિઆંને બદલે વનમાં નિપજેલાં વિવીધ પ્રકારના સુકાં ઘાસ તરૂઓના પાતરાંને છાજથી ઘટપડ કરેલાં દેખાય છે. જેની અંદર ઉનાળાનાઉગ્ર તાપવાળાંસવિતાનાકિરણો પ્રવેશકરી પિડતાંનથી. તેમ શિતકાળની શિતળ ઋતુમાં સિત્કાર કરતો શિતળ પવન પ્રવેશ કરીને હાડ ધ્રુજાવતો નથી. વા ચાતુર માસમાં પડતા મુશળ ધારના માર માર કરતા વરસાદથી પાણીનું ટિપું પણ પડવાનો તેમાં ભય રહેતો નથી. એવી "પર્ણકુટિઓમાં વસનારા વિપ્રોને ધન્યછે.!

આ ઉજજેણની આકાશે અડેલી ધનવાન લોકોની હવેલીઓ ને સાત સાત માળની મેડીઓ કરતાંતો મને આ શાંત પર્ણકુટીઓ વધારે પસંદ પડે છે. મોટી મોટી મેડીઓને હવેલીઓના હજીરામાં કુટંબ કળહ ને સંસારના સંતાપ કારક કંકાશ કુથલા થયા કરે છે, ત્યારે આ વિશાળ પવિત્ર ઋષિઓની 'પર્ણકુટીઓ'માં વિમળ વેદનાં વ્યાખ્યાનો, અધ્યનો, ઇશ્વરને સ્તવનો અહોનિશ ગંભિર સુરથી ગવાય છે. ગામની વસ્તીની ગડબડમાં એકાગ્રહ મનોવૃતી રહેતી નથી. એવીજ અડચણથી પવિત્ર ઋષીઓ તપોવન, પર્વત, અથવા ગિરીગુફામાં કે નિરમળ નદિ જેવાં શાંત્ત સ્થળોમાંજ વસવાનું ઘટિત છે, તે વાસ્તવિક છે. આવાં શાંતિ સ્થળોમાં સ્થિ

ર રહેવાથી વસનારનું મન સદાય શાંત અને સ્વચ્છ ર હે છે. તેના મનોવિકાર વિકાર રહીત થાય છે તથા અ હો રાત્રિ તેનો આત્મા અવિનાશી પ્રભુની લગનીમાં એકત્ર થઇ પરમાનંદ પામે છે.

એમના આશ્રમમાં આવેલાં અગ્નિ હોત્રમાં અપા તી આહુતીઓને લીધે ઉત્પન થયેલો આ ધૂમ્ર આકા શ માર્ગે જતાં વેગળેથી કેવો વરતાય છે? આ ઋષિપ ત્નીઓએ તેમના આંગણામાં અલૌકીક વિચીત્ર આકા રના સાથીઆ કેવા પુરેલા છે! આ અતિ પવિત્ર રૂષિઓએ નિત્ય કામમાં આવે એવાં વાસણને બદલે વાપરવાને, પત્રાળી કરવાને; પોત પોતાના આંગણામાં આ નિચાં પણ મોટા ફાફડા સરખાં પાંદડાવાળાં ઘટા દાર ખાખરાનાં વૃક્ષો કેવાં વાવેલાં છે! આ તકે તેને કેશરીઆ રંગના કેશુડાં કેવાં આવેલાં છે! વાહ! આ તો તુળશીનું વનનું વન ઊગેલું છે ને! આતો શિવને અતિ વહાલાં એવાં ધંતુરાના તથા બીલીપત્રના છોડની લીલી કુંજલતા સરખી ઝાડી—ઝાંકી દેખાય છે ને! આ ઋષિ, બાળ બાળકીઓ આંગણામાં આવેલી પુષ્પ વાટિકાઓમાંથી નાના પ્રકારનાં પુષ્પ, બીલિ પત્રને તુળ સી આદી દેવને ચઢાવવાનાં ફુલ ફળો વીણે છે તથા પુજાની સામગ્રિ સાવધાન કરે છે. આ ઋષિઓના આં ગણામાં જણાય છે તેતો ભષ્મ ગોળાના અંબાર હ શે. નિમર્ળ ગંગોદકથી નાહી ધોઇને પવીત્ર થયેલા પ્રતાપી ઋષીઓએ પોતાના પળાળવાના પંચીઆને પે હેરવાના પિતાંબર વળગણીએ તડકામાં કેવાં સુકવેલાંછે? આ ઉઘાડે અંગે ઉજળાં પીતાંબર પેહેરીને ગળાંમાં રૂ

દ્રાક્ષ ધારણ કરેલી છે, એવા પવિત્ર ઋષિઓ સવિતા નારાયણને કેવો અર્ઘ્ય આપે છે? કોઇ કોઇતો વળિ વિવિધ પ્રકારનાં પટ્ટા પટ્ટીવાળાં મૃગચમ્મરનાં આસનીઆં ઉપર આસન વાળીને તથા આખે અંગેભભ્ભ ધારણ કરીને વડાઆડંબર ને એક ધ્યાનવડે ગાયત્રી આદી ક્રિયા કર્મ કરવામાં કેવા મશગુલ છે? આ ઋષિપત્નીઓ, વિલોકીક રંગના વલ્કલ પેહેરીને પોતપોતાના પતિની સેવામાં કેવી તત્પર એક પગે હાજર ઉભી છે? ધન્ય છે એવી પતિવ્રતા ઋષિપત્નીઓને!

કૃષ્ણ–પિતાજી! તમે વખાણોછો એવા મહાપુજ્ય શાંદિપન ઋષિનો આશ્રમ અહિંથી હવે કેટલો વેગળો હશે?

નંદરાય–પ્રિયપુત્ર! તું જરા એક લક્ષથી શ્રવણ કર આ જે વેદધ્વનીનો પવિત્ર શબ્દ ઘોષ થાય છે, તે જ સર્વ શાસ્ત્રમાં શ્રેષ્ઠ એવા શાંદિપનિઋષિનો આશ્રમછે. જો પેલા મહાભારતમાં મચેલા મહાઋષિ, પવિત્ર આશ્રમમાં બેઠા બેઠા સંતાન સમાન પોતાના શિષ્યોને વેદાધ્યન કરાવે છે. હે! પુત્ર! દેહ દમન કરવામાં અને વેદ વિગરે વીવીધ પ્રકારની વિદ્યામાં વિજય પામેલા એ મહાઋષિનું શરીર અતિશ્રમને લીધે હવે દુબળઇ ગયું છે. એ મહાપવિત્રને પુજ્ય ઋષિછે. એમની જીભાગ્રે સરસ્વતિ દેવી નિરંતર વસ્યા કરેછે. આ કાળમાં એમના સરખા પવિત્રને પ્રતાપવાન વિપ્ર બીજા કોઇછે, એવું મારા જાણવામાં નથી. પ્રિય કૃષ્ણ! જો! હવે આશ્રમ અતિ પાસે આવ્યો, જરા વેગથી ચાલ જોઇએ.

# પ્રવેશ ૨ જો.

## શાંદીપનિ ઋષિનો આશ્રમ.

નંદરાય—ઋષિરાજ! આપને હુ નમન કરૂછું.

ઋષિ—અહોહો! કોણ! એ નંદરાય કે? ધન્ય દહા ડો, ધન્યઘડિ કે તમારાં પવિત્ર પગલાં અમારા આશ્રમમાં આજે થયાં. નંદરાય! આવો બેસો. તમે આજ ઘણે વર્ષે કયાંથી ભુલા પડયા. સુખીઆ તો છો?

નંદરાય--મહારાજ! આપના પુણ્ય પ્રતાપથી મારૂં સ: કુટંબ ક્ષેમકુશળછે. આ મારા પ્રિય પુત્ર કૃષ્ણને આપની પાસે વિદ્યાભ્યાસ કરાવવા સારૂ સોંપવાને હું આવેલો છું. માટે તેને સર્વ કળામાં પ્રવિણ કરશો તો આપનો ઘણો આશિંગણ થઇ રહીશ.

ઋષિ—નંદજી! તમને અને તમારા કુટંબને ધન્યછે કે તમે વિપ્રોના વિવેક પુર્વક આદર સત્કાર કરવામાં કુશળછો. નંદજી! તમારા પુત્રની તમારે કશી ફીકર ચિંતા ન કરવી. તેને હું થોડા અવધમાં સર્વ શાસ્ત્રમાં શ્રેષ્ટ કરીને તમારે ઘેર મોકલી દઇશ. પ્રિય કૃષ્ણ! આવ, અહિઆં બેસ.

નંદરાય પુત્ર કૃષ્ણ! આ વેદાભ્યાસને લીધે તથા દહદમન કરવાને લીધે વિખ્યાતી પામેલા એવા આ નંદરૂપ મહાઋષીરાજને તું સાષ્ટાંગ દંડવત કર.

કૃષ્ન-મહારાજ! આપને હું પ્રેમ ભક્તિ પુર્વક પ્રણામ કરૂં છું.

ઋષિ-ધન્ય છે તને અને તારા પિતાજીને વત્સ તું હજી બાળકછું પણ વિવેકવાનને જ્ઞાતા જણાયછે. નંદજી!

તમારો પુત્ર આગળ જતાં પૃથ્વિને વિષે પ્રાક્રમિ પ્રધાન પ્રખ્યાતિ પામશે એવો મારો આશિર્વાદછે. એના અંગના આવભાવને ચિન્હ પણ મને ઘણુંજ ચમત્કારી દિસેછે.

નંદરાય--મહારાજ! એ સઘળું આપના પુણ્યપ્રતાપે કરીને સારૂં થશે. હું તો આપનો ચરણરજ સેવકછું. હું નિરંતર આપની કૃપા દ્રષ્ટિ ચાહુંછું. મહારાજ! મારે એટલીજ અભિલાષાછે કે સ્વલ્પકાળમાં મારો વ્હાલો પુત્ર વિદ્યાભ્યાસ કરીને મને મળે. એ હજુ બાળકછે. એણે તાઢ, તડકો દીઠો નથી. એણે આજસુધીમાં ઘર બહાર પગલું મુક્યું નથી. એણે કોઈ દહાડે શરીરે શ્રમ વેઠીને શ્રમ ભરેલુ કાર્ય કીધું નથી. એ મારાં નેત્રોનું નુર અને શરીરનો શણગારછે. એ આજસુધી ખાઈપીને ખેલ્યોછે. એની હજી બાળક બુદ્ધિછે. મહારાજ! એને એકલો મુકતાં મારો જીવ ચાલતો નથી, પણ તમે મારા પિતા સમાનછો, તેથી મહારાજ! એને એકે વાતે ઓછું લાગવા દેશો નહિ. એને આપના પુત્રની પેઠે સંભાળી જ્ઞાન માર્ગે આપશો, એવી મારી અભિવંદનાછે.

ઋષિ—નંદરાય! તમે એ શું બોલ્યા! તમારા કરતાં કૃષ્ણ મને અતિ વ્હાલોછે. તેના સંબંધી કશા પ્રકારની મિથ્યા ચીંતા તમે કરશો નહિ. એને અહિં એકે પ્રકારનું ઓછું લાગવાનો સંભવ તમારે મુદલ રાખવોજ નહિ. ખુશીથી ખાશે, પીશે ને ઘડિ બે ઘડિ બીજા શિષ્યોની પેઠે વિદ્યાભ્યાસ કરશે. આ પણ તમારૂંજ ઘરછે.

નંદરાય--ગુરૂજી! આપનો ઘણો આભાર થયો. મહા

રાજ! હવે હું આપને મારો લાડકવાયો લાલ સોંપીને ગોકુળ જવાની આજ્ઞા માગુછું. પુત્ર કૃષ્ણ! તું તારા--ગુરૂજીની આજ્ઞા પ્રમાણે તેમના સેવામાં તત્પર રહેજે.

ઋષિ--નંદજી! તમે બે દિવસ આ આશ્રમમાં રહીને પાવન કરો તો હું પરમ પ્રસન્ન થઈશ.

નંદરાય--માહારાજ! આપે જે અત્યંત પ્રેમથી મને આગ્રહ કર્યો તેથીજ આપની પ્રિતિ સ્વીકારૂંછું, પણ અહુંણાં સત્વર જવાના સબબથી ગમન કરવું ઘટિતછે.

ઋષિ–રાયજી! સુખે સિધાવો. બાળગોપાળને મારો આશિર્વાદ કહેજો ને વળી કોઈવાર દર્શનનો લાભ પણ દજો.

કૃષ્ણ-પિતાજી! તમે મારી ઝંખના કરશો નહીં. સુખેથી ગુરૂ પાસે રહીશ ને વિદ્યાભ્યાસ કરીશ. મારાં માતુશ્રીને મારી સુખ શાતા કહેજો.

નંદરાય–વારૂ પુત્ર! પરમાત્મા તારો જય કરો. હવે હું જાઊંછું (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

( શાંદીપની ઋષિની પાઠશાળા. )

ન્હાની મોટી વયના વિપ્ર વિદ્યાર્થીઓ પલોંઠીવાળીને હારાદાર બેઠા છે. ખોળામાં પાટી, ખડીઓ, લઈને વ તર્ણાં ને કલમવતી મુળાક્ષરો ને કોઇ વળી બારાક્ષરી ઘુંટે છે. કોઇ લાયકવયના વિદ્યાર્થીઓ, વેદની ધ્વનિ કરી રહયા છે, તો કોઇ વળી નીતિના શિક્ષણીય શ્લોકો પાઠ કરતા લાંબા રાગે લલકારે છે. કોઇ અંક ગિ

ખતાં બાળકો લાકડાંની પાટીપર ધુળનો ઝીકાળો નાં ખીને રંગીત વતર્ણાંવતી અંક લખે છે. શાંદીપની ઋષિ ખાખરાના પત્રાળાં કરતા એક ઊંચા આસન પર બેઠા છે. કેટલીક મોટી વયના વિદ્યાર્થીઓ, નદી પરથી સ્નાન સંધ્યા કરી આવીને સ્વયંપાકમાં પ્રવેશ કરે છે. કેટલાકના હાથમાં પવિત્ર મૃતિકા અને દર્ભ રહેલા છે અને બીજા કેટલાક વિદ્યાર્થી જેના ખભા પર પોત પોતાનાં અને ગુરૂપત્નીનાં ધોયેલાં વસ્ત્રો નાંખેલાં છે તથા માથાપર પાણીથી ભરેલાં ધાતુપાત્ર રહેલાં છે એવી રીતે આવીને સહુ સહુને કામે વળગે છે.

(થોડીવારે)

શાંદીપની—પુત્રો ! મારે અલ્પ કાળમાં યજમાનમાં ફેરવાને માટે જવાનું છે, માટે જેને કાંઇ પુછવાનું હોયતે પુછી જાઓ. કયાં ગયો ભાનુંદત્ત! આવ્ય, અહીં આવીને તારો પાઠ બોલીજા જોઇએ !

ભાનુદત્ત—જી, મહારાજ? આ આવ્યો (ગુરૂ પાસે આવીને નીચેનો શ્લોક ભણેછે,

जळबिंदु निपातेनक्रमशः पूर्यते घटः

सहेतुः सर्वविधानां धर्मस्यच धनस्यच. કહેતાં

ટીપે ટીપે ઘડો ભરાયછે, ને થોડે થોડે વિદ્યાભ્યાસ કરતાં પુર્ણ વિદ્યા થાયછે. તેમજ ધર્મ તથા ધનનું પણ જાણવું.

શાંદીપની—યથાર્થછે. શિવદત્ત, આવ્ય હવે.

શિવદત્ત—આવ્યો મહારાજ! મેં તો મારો શ્લોક ક્યારનોય ગોખી લીધોછે.

न कुक्कुटो गच्छति हंसलीलया,
न वायसो गर्जति कोकिला स्वरं;
यवाः प्रकीर्णी न भवंति शालिनो,
तथा हि नीचः प्रकृतिनं मुंचति. એટલે

કુકડો કોઇ દહાડો હંશની ચાલ ચાલી શકતો નથી. કાગડો કોકીલા જેવો સ્વર કાઢી શકતો નથી. જવના બીજ વાવેલા છોડને ડાંગર નિપજતી નથી. तथा हि नीचं प्रकतिनं मुंचति કહેતાં, તેવી રીતે નિચ (કુગહીણ) માણસ પોતાની પૃકૃતી છોડી શકતો નથી.

શાંદીપની—બરાબર સમજયો-પુત્ર! મનુષ્ય પોતાનો જાતી સ્વભાવ મુકી શકતો નથી. પછી તે ગમે તેવી સગતમાં ઉછરેલો હોય, પણતે પોતાની જાત પર જવાનો. મહત્ પુરૂષો પડતીમાં પણ મહતાઇના ગુણ મુકતાં નથીને નિચ માણસો ચઢતિ ---પડતીમાં પણ પોતાનો ભાવ ભજવેછે. એવા નિચ પુરૂષોથી પરોપકાર થવો ઘણો કઠણછે. હવે આવ્ય સુદામા! આવીને તારો પાઠ તુ સમજી લે જોઇએ.

સુદામા—આજ્ઞા માહારાજ! (આવીને આ પ્રમાણે બોલેછે.)

गुणाःदोषायंते सुदनवदने दुर्जन मुखे ,
गुणायंतेदोषा, द्वयमपिगतं विस्मय पदे ;
महान्मेघःक्षारं पिबतिमधुरं वारि कुरुते ;
फणीपीत्वाक्षीरं वमति गरलंदुःसहतरं .

અર્થ—સજ્જન માણસને અવગુણ કર્યો હોયતો પણ તેનો તે ઉચ્ચાર ન કરતાં ગુણના રૂપમાં બહાર કાઢેછે અને દુર્જનને ગુણ કર્યો હોયતો પણ તે દોષ રૂપી ગણેછે- આ બે પદો વિસ્મય પમાડેછે. જેમ સમુદ્રનું ખારૂં પાણી મેઘના મુખમાં જઇને મધુર થઇ પડેછે, અને સર્પને મધુર દુધ પાયું હોય તો પણ તેનું વિષ થઇ જાયછે.

શાંદિપની—યથાર્થ--સુદામાજી, યથાર્થ મતલબછે. હમેશાં સજ્જન પુરૂષો અવગુણ ઉપર ગુણ કરેછે અને દુર્જન મનુષ્ય ગુણપર અવગુણ કરેછે. સુખડને સળગાવનાર માણસનેજ સુખડ સુવાસ આપેછે, આંબાને પત્થર મારનારનેજ આંબો ફળ આપેછે, પણ દુર્જન મનુષ્યના લક્ષણ જુદાં છે, સર્પને દુધ પાયું હોય પણ તે દુધ પાનારનેજ ડંખ મારેછે અને રોમ રોમ વિષ ફેલાયાથી તે મનુષ્ય મર્ણાધીન થાયછે. એવું જાણીને સજ્જન પુરૂષોનોજ સંગ કરવો અને દુર્જનનો ત્યાગ કરવો એ જ્ઞાનિ લોકોનો ધર્મછે.

અહા દેવદત્ત, ઓરો આવ. કયારનોય ભોખ્યા કરે છે પણ તારો પાર ન આવ્યો બોલ જોઇએ-

દેવદત્ત— (થર થરતે પગે અશુદ્ધ શ્લોક ગોખેછે)

व्यथा मृत्यु डंतक

શાંદીપની—અલ્યા દેવદત્ત! હજુ પણ તું શુદ્ધ ઉચ્ચાર કરતાં ન શિખ્યો કે? व्यथा मत्यडंतक નહી પણ यथा मृत्पिडत : જોઇએ.

દેવદત્ત— वृथा मृत्युदंडकर्त्ता करुते

શાંદીપની—અરે! મુર્ખા ! એમ નહીં પણ, यथा मृत्पिंडत: कर्त्ता कुरुते यद्द यच्छति एव मात्म कृतं कर्म मानव: प्रतिपद्यते- એનો અર્થ કર જોઇએ.

દેવદત્ત—-મૃત્યુનો દંડ વૃથા કર્યોછે,—

શાંદીપની—-મુઢ! હજીતું મુર્ખજ રહ્યો રોજ રોજ કપાળ કુટાવેછે પણ કાંઇ અક્ષર જ્ઞાન ન આવ્યું. નહિં શિખવાને બદલે, શિખેલું-- જુનું પણ ભુલી જાયછે. તને તે જ્ઞાન કયારે આવશે. લ્યે ધ્યાન રાખ્ય જો ભુલીશતો તારીવાત તું જાણે-

અર્થ—જેમ માટીના ગોળાનો કુંભાર ફાવે તેવો આકાર કરેછે, તેમ દરેક માણસ પોતાનું સારૂં નરસું પોતાની જાતે મેળવેછે. મતલબ કે માણસને નીચો અથવા ઉંચી સ્થિતિમાં આવવું એ પોતાના ઊદ્યોગ ઉપર આધાર રાખેછે સમજ્યો કે.

દેવદત--હા, મહારાજ સમજ્યો.

શાંદીપની—શું તારૂં કપાળ સમજ્યો? આ કાનેથી સાં

મળીને પેલે કાને કાઢી નાખવું એ તારી બુરી ટેવછે. જા હવે એકાંતે જઇને તારો પાઠ બરાબર ગોખીને તૈયાર કર. (દેવદત જાય છે ને શ્રીકૃષ્ણ એક વીદ્યાર્થિની સાથે શાળામાં પ્રવેશ કરીને ગુરૂને નમેછે એ જોઇને)

શાંદીપની—કલ્યાણ થાઓ. આવો બેસો ને જુઓ આ અમારી શાળા. કેમ તમને અહીં ગમશે કે?

કૃષ્ણ—હાવે, મહારાજ! હું ખુશીથી આ સ્થળે રહીશ. ગુરૂજી! હું આ શાળા જોઇને બહુ બહુ પ્રસન્ન છું.

શાંદીપની—ઠીક. સુદામાજી તમે અહીં આવો ઇજોઓ,

સુદામા—ગુરૂ મહારાજ! શિષ્ય સેવામાં હાજર છે. જે આજ્ઞા હોયતે બજાવવાને તૈયારછું.

શાંદીપની—સુદામાં! જો આ નંદરાયના પુત્ર શ્રી કૃષ્ણ છે. તેના પીતાજી આપણી શાળામાં વિદ્યાભ્યાસ કરાવવાને મુકી ગયાછે, તો આજથી તમારે તેના પાશે અહો નિશ રહીને વેદાભ્યાસ કરાવવો. સાથે જમવું,સાથે સુવુ અને સાથે રહેવું તેને વિવિધ પ્રકારની સમજુતી આપી સર્વ શાસ્ત્રમાંજ નિપુણ કરવાને ક્ષણ માત્ર પણ તેનાથી વિખુટા પડવું નહીં, કારણ તેઓ આપણા નવા ને ન્હાના વિદ્યાર્થીછે. માટે બનતી યોજનાએ અલ્પ કાળમાં વિદ્યાભ્યાસ પુર્ણ કરાવવો એવી મારી ઇચ્છા છે કેમ સમજયા કે?

સુદામા—ગુરૂજી! આપની યોગ્ય આજ્ઞા હું આનંદપુર્વક શિરપર ચડાવુછું. કૃષ્ણને મારા બંધુ સમાન

સમજીને આપની કૃપા વડે, આજ્ઞાનુંસાર ઉત્તમ વિદ્યા બોધ આપીશ. હવે બીજી કાંઇ સુચનાછે મહરાજ!

શાંદીપની---ના સુદામાજી! તમે શ્રી કૃષ્ણને તેડીને તમારા આસનપર જાઓ. પ્રિય કૃષ્ણ! જો આ સુદામાજી આ શાળાની અંદર વડા અને વિદ્યાન વિદ્યાર્થીછે. એની આજ્ઞામાં રહીને વિધ્યાભ્યાસ આગળ વધારવાનો પ્રયત્ન કરજે, ને તેની સાથે સલાહ સંપથીને વિવેક મર્યાદાથી વરતજે.

કૃષ્ણ---મહારાજ! આપના વિમળ વચનો મારા અંતઃકરણમાં ગોખી રાખીને સુદામાજીની સત્તામાં રહી,, મુંગે મ્હોડે મારો વિધ્યાભ્યાસ કરીશ.

શાંદીપની---ઠીક હવે તમે બન્ને જણા જાઓ આજ્ઞા છે. (શ્રી કૃષ્ણ ને સુદામાજી પોતાના આસન પર જાયછે.)

## પ્રવેશ ૪થો.

[શાળામાં વિધ્યાભ્યાસ કરવાનો ઓરડો.]

સુદામાજી—પ્રિય કૃષ્ણ! જોયુંકે? શાળામાં કેટલા કિશોર વયના બાળકો એક લક્ષથી વિધ્યાભ્યાસ કરેછે તેમ તમારે પણ હવેથી વિધ્યાભ્યાસ કરવો પડશે.—

કૃષ્ણ—ભાઇ સુદામા! હું પણ તેમની પેઠેજ અતિ શ્રમને ખંત વડે મારો અભ્યાસ આગળ વધારીશ. વિધ્યાભ્યાસ કરતાં હું પાછો પગ ભરૂં એવો નથી તો!

સુદામા—એતો ખરૂં પણ હવેથી તારે કેટલીક તરેહના નિયમ પાળવા પડશે. સ્હવારના પ્રહરમાં ઉઠીને સ્નાન સંધ્યા આદિ નિત્ય કર્મ કરીને આ ઉજ્જેણ નગરીની અંદર ભિક્ષા માગવા જવું પડશે.ને તેમાંથી જે અન્ન મળશે તેનું એકવાર ભોજન કરવું પડશે. સ્વયંપાકને લગતી સઘળી સામગ્રી પણ શહેરમાંથીજ મેળવવી પડશે. આ પાશેની ક્ષીપ્રાનદીનું પાણી સ્વહસ્તે ભરી લાવીને નિત્ય કામમાં લેવું જોઇશે. જમી કરીને બપોરે વિદ્યાભ્યાસ પાછળ બેસવું તેછેક રાત્રીના દસ કલાક સુધી પછી નિદ્રા દેવીને વશ થવા સારૂ ભોંય પર વલ્કળ કે એકાદ સાદરીનો કકડો પાથરીને સુવું પડશે પાછલી ચાર ઘટીકા રાત્રી રહેશે એટલે અંગાસ્નાન કરવાને નિંદ્રામાંથી સચેત થઇ, નિત્ય કર્મમાં નિયમ મુજબ ચાલવાનો પરિશ્રમ વેઠવો પડશે કેમ લક્ષમાં આવ્યું ને!

કૃષ્ણ—પ્રિયબંધુ! એ સઘળું હું સારી રીતે સમજ્યો, પણ આજ સુધી ભોંયે સુવાનો કે ભુખ્યાં રહેવાનો મારે મુદલ મ્હાવરો નથી. મારાથી આખા દીવસમાં એકવાર ભોજન કેમ કરી શકાસે? હું આજ સુધી ગમે ત્યારે ગમે એ વખતે અઢાર પ્રકારનાં ભાવતાં ભોજન કરતો હતો. સુખ સજ્યાની અંદર આંખમાં ઊંઘ ભરાતી એટલે તરતજ સુઇ જતોને રાત્રીને વિષે ઉજાગરા નામે હું કોઇવાર ઘડિમાત્ર પણ જાગ્યો નથીતો મારાથી પાછલી રાત્રીનું કેમ જગાશે! ગ્રીષ્મ કાળમાં તો જાણે ઠીકજ, પણ સિતકાર કરતી શિઆ

ળાની શિતળ ઋતુમાં સ્હવારના પ્રહરમાં શિતળ પાણીએ મારાથી કેમ ન્હવાશે? મારો કોમળ દેહ તાઢથી નહીં કમ કમે? હું કોઇ દહાડો ભિક્ષા માગવા ગયો નથી, તો મને માગતાં કેમ આવડશે? ને માગી ભીખીને લાવેલું સુકું પાકું અન્ન કેમ ભાવસે; મિત્ર સુદામા, આ અડચણો મને ઊચાટ સાગરમાં ઉછાળી નાખેછે.

સુદામા—બંધુ! તું એકે વાતનો ભય શોચ કરીશ નહીં હું તને દરેક વાતમાં બનતી સહાયતા અને સલાહ આપીશ.

કૃષ્ણ—મિત્ર! ત્યારે તો તારો હું કોઇ દિવસ આ ભાર નહીં ભુલું.

સુદામા—ભાઇ! હજીતુ વિધ્યાર્થીના ધર્મ કર્મથી માહિતગાર નથી. એક નિષ્ટાથો ને એક લગનીથી વિધ્યાભ્યાસ કરનારા વિધ્યાર્થીના ધર્મ મુજબ આપણે વર્તવું જોઇએ, અનેએવી વરતણુંકથી આપણી વિધ્યા વધે છે. બ્રહ્મચર્ય વ્રતપાળી, બ્રહ્મચારીની પેઠે ભિક્ષામાગીને વિધ્યાર્થીના ધર્મ પ્રમાણે રહેવું, એમાંજ વિધ્યાની કાર્ય સિદ્ધીછે, એવું મહત્ પુરૂષોનુ બોલવુંછે. તારા સરખા નવા વિદ્યાર્થીને આવી રીતે વર્તતાં પ્રથમતો વિપત્તિ વરતાશે પણ મહાવરો પડયા પછી એકે જાતની અડચણ નડશે નહીં, એ સત્ય માનજે. તારી પેઠે મને પણ પ્રથમ આવી ચિંતા થતી હતી, પણ ટેવ પડયાથી હવે હું મારા નિત્ય કર્મો હોંશથી કરૂછુ. પ્રિય કૃષ્ણ ચાલ હમણાં ભિક્ષા માગવાનો સમય થયોછે, મા

ટે તું તૈયાર થઇને શહેરમાં જા; હું  ાણીને સારૂં ઉન્હું પાણી કરીને તથા પુજાને લગતી સામગ્રી સાવધાન કરીને તારી પાછળ આવું છું.

કૃષ્ણ—ભાઇ હું જાઊં છું, પણ જતાં મારો પગ ઉપડતો નથી-

(ભિક્ષા માગવાને માટે જાયછે)

## પ્રવેશ ૫ મો.

ઊજ્જેણ નગરીનો એક મ્હેલો

(ગાનારાં ગાયછે.)

"પદ"

દીન જનને દાન, દયાળુ, દીન જનને દાન;
દાન સમાન નથી દુનિઆંમાં, સુખનું ઉંચુ સ્થાન. દયાળુ(ટેક)
ટળવળતા જન આવે તેને, આપો નહિં અપમાન; (૨)
અબળા જનને અન આપીને, જરૂર બચાવો જાન. દયાળુ૧
ડિક જનની આંતરડી ઠારી, કરો તનનું કલ્યાણ; [૨)
દિન જનને દુખિઆં દેખીને, મનગમતું દો માન, દયાળુ[૨
અન અન કરતા અભ્યાગતને, ધનવંતા દો ધાન;(૨)
ધાન સમાન નથી ધરણીમાં, પુણ્ય વિશેષ પ્રમાણ. દયાળુ૩
દયા ન જેના દિલમાં દીસે, હલકો એ હેવાન; (૨)
જીવતા એ રાક્ષસ જેવાને, મળે ન જગમાં માન. દયાળુ ૪

ભીખારી—એક પાશેર બાજરી સારૂં મારો અને મારાં, આ ટળવળતાં અવાચક બાળકોનો પ્રાણ જાયછે, પણ આટલા સેંકડો લોકોમાંથી માઇના પુતને દયા નથી આવતી. મારા મ્હોડાં આગળ શું આ ચાર નિર્દોષબા

ળકો ને મરતાં દેખું? હે, અભાગીઆ જીવ! તેં પેલા ભવમાં શાં અઘોર પાપ કર્યાં હશે? મારાં મુગાં બાળકો! ધિક્કાર છે, મને કે હું તમારો બાપ થયો! મારે ઘેરઆ વીને તમે કાંઇ સુખ ભોગવ્યું નથી. સુખતો રહ્યું પણ સુકો રોટલોએ ખાવાના સાંસા વેઠયાછે. આ ધનવાન લોકો જે આપણી આસપાસ ટોળે વળીને ઉભાંછે તે મને આપણી દયા આવતી નથી. તેઓતો કશી લાગ ણી વગર આપણા સામું ટગર ટગર જોયા કરેછે ને ઉલટી હાંશી કરેછે. ભાઇઓ! તમે અમારી હાલતપરનહ શો! અમે કાંઇ પ્રભુનો કે તમારો ગુનોહ કર્યો નથી. અમે ગરીબ છીએ એટલે તમને અમારી હાલતપરધીક્કાર છુટેછે, પણતમારે ઇયાદરાખવું કેગરીબાઇએ કાંઇગુનોનથી હું પણ એક વાર ગાડી ઘોડે બેસી; વાડીવજીફાનીસુ ખ સાહેબી ભોગવનાર ભાગ્યશાળી નર હતો! આ કં ગાળ હાથે પૈસા વેરવામાં કાંઇ પણ કચાશ રાખી નથી પરંતુ એ સારે રસ્તે નહીં પણ અધમ રસ્તેજ, ને તે થી આ કરણીનાં ફળ હું મારી નજરે જોઊછુ. કરણી એવી પાર ઉતરણી એ યથાર્થછે પણ આ પશુઓએ શો અપરાધ કરયો હશે, તેની મને ગમ નથી પડતી. ભાઇઓ! તમે દુધ ચોખા ને સાકર જમોછો, એટલે ગ રીબ લોકોની પીડા અંતઃ કરણમાં કેમ ઉતરે? તમે અ મારાં સરખાં ગરીબ લોકોની સાથે બોલવા ચાલવામાં અને કાંઇ પણ સબંધ રાખવામાં શરમ રાખોછો, પણ એ મનુંષ્યધર્મથી ઊલટુ છે. એ ચાલ ઘટિત નથી. "અન્ન સમાન પુણ્ય" પુમેફ્તુ નથી શ્રીમંતો! તમારી

રજ કેમ બજાવતા નથી. ભાઇઓ! અમારી આંતરડીનો આર્શિવાદ લેવાને કેમ ઇચ્છતા નથી. એક પૈશાના સે વ મરમરા કોઇ પરમેશ્વરનોલાલ અપાવો કે આ મારાં કકળતાં છોકરાંઓને ખવરાવી. પાણી પાઇને સંતોષું અરેરે! ત્યારે શું કોઇને અમારી દયા નથી આવતી? હે ઇશ્વર! હવે હું શું કરૂં? કોઇ ઇશ્વરનોલાલ. નથી[સજળ નેત્રે રડેછે .)

પુરૂષ ૧લો—જોયું આ ધુતારાનું ધુર્ત પણું! રાતીરાયણ સરખી કાયાછે, પણ શરીરે પરશેવો વાળીને મહેનત મજુરી કરતાં ટાઢચઢે, ને આવીરીતે લોકોને ઠગીને હરામનુ ખાવાની હોંશ રાખેછે. એવા હરામ ખાઊઓને ઉત્તેજન આપવાથી દેશમાં ઉલટી હરામી વધેછે, માટેએવે ક ઠેકાંણે પાઇ આપવી એ ખારી ભોંયમાં દાટવા બરાબરછે.

પુરૂષ રજો—ભાઇ તમે ખરૂં કહોછો! આવા ધીંગાધડળા માણસને પૈશા પૈશા આપીએ તેને બદલે પૈસા એકઠા કરીને ખોડાં ઢોરમાં બકરાંને દુધ પાયુ હોયતો કેટલું પુણ્ય થાય? માણસતો એક બે ઠેકાણેથીમાગી ભીખીને પણ ખાસે, પણ ખોડાં ઢોરને અવાચક પ્રાણીઓ કયા અને કેની આગળ હાથ જોડવા જશે. મારા મત પ્રમાણે તો ખોડાં ઢોરને કે પારેવાને પાંચ રૂપૈયા ખવરાવવા એ વધારે પુણ્ય ભરેલુંછે.

પુરૂષ ૩જો--અરે! આવા કસાઇને તે કોણ આપે આતો કોઇ કોળી અથવા વાઘરી જણાયછે! કદાચઆપણે એને ખાવા પીવાનું અપાવીએ અને આપણુંજ

અન્ન ખાઇને તે બીજે દિવસે વગડામાં પશુ પંખિમાં રવાને દાડો જાયતો એ હત્યા આપણે માથે રહેછે. એવી પીડા હાથે કરીને તે કોણ મુરખો લે. ખોડાં ઢોર સમાન બીજું એકે પુણ્ય નથી. મહેનત માણસનેખ વરાવવામાં શુ ધુળનું પુણ્યછે? આના કરતાં કુતરાંને બે પાશીના રોટલા નાંખ્યા હોયતો કેટલુ પુણ્ય થાય?

પુરૂષ ૪થો—જુઓ તો ખરા' આ ધુતારાના ઢોંગતો કોઇ જુઓ! એને પરમેશ્વરે છતાં હાથ પગ આપ્યા છે ને શાસારૂ મહેનત મજુરી કરીને રળી ખાતો નથી. "પેટ કરાવે વેઠ" પેટને માટે વેઠ કરતાં શાની શરમ લાગે છે? બેઠા બેઠાં ખાવુતો બધાયને ગમેછે પણ ઊદ્યમ વિના એક રાતી બદામ કોણ આપેછે? એક પાઇ ક્યાં થી નીપજેછે, તેની તેને ક્યાં ખબરછે? સારો દહાડો સ વાશેર ધુળ પેટમાં જાયછે, ત્યારે બેઆના કમાઇએછીએ. મફતનું કોઇ ખાવા દેતું હોયતો લાલને તારી પેઠે મોજ મજા મારી ખાઇપીને ખુશી થઇએ.

પુરૂષ ૫મો—ભાઇ હોય, કાચિત કંગાળ હોયને કં ગાળિઅતથી પાઇ પૈસો કે પાશેર અન્ન માગેતો કેતણ ના પાડે? પણ આતો જાણે પૈસાવાળા ઉપર ગરીબોનો હકજ ન હોય? તેની પેઠે દાપુ માગવાની હિંમત કરેછે, ને વળી પોતાની બડાઇ પણ મુકતો નથી. હું આગળ આવો અમીર હતો ને આવો સુખ સાહેબી ભો ગવતો હતો ત્યારે આજ મોટે ઉપાડે શા સારૂ માગવા નિક ળ્યો છે? રળવાની કમ શકિત હતી, ત્યારે પરણીને શા માટે પ્રજા પેદા કરી. ખચીત ભાઇઓ! આવી હરામ.

ખાઉ પ્રજા આપણે માથે પડે છે. તેને રાતી બદામ આપવી જોઇતી નથી. દરવર્ષ લાખો માણસો હરામાં વધારી, હરામનો પૈસો ખાઇને દેશને હાની કારક થઈ પડેછે. ચાલો ચાલો આપણે મારગે એવા ભામટાઓ તો ઘણા આવશે, કેને આપશુ ને કેને નહીં. આપાએ

પુરૂષ ૬ ઠે—આવા શુદ્રને આપવાથી શું ધર્મ થાય છે. આથી બ્રાહ્મણને પાકું સિધું અપાવ્યું હોયતો કાશીએ જવાનું પુણ્ય થાય! બ્રાહ્મણને દેવું ને કાશિક્ષેત્રમાં વાવવું બરાબર છે- બ્રાહ્મણો ખાઇ પીને આશિર્વાદ દેતો તેના પરીઆના પરીઆ પળ માત્રમાં પાવન થઇ જાય.

ભીખારી—ભાઇઓ! તમે મને આમ દુઃખ પર ડામ ન દો. હું ભીક્ષા વૃત્તિને ધીક્કારૂં છું, પણ પરમેશ્વરની મરજી જયારે એવીછે, ત્યારે તેની મરજીને આધીન થઇને ભિક્ષા માગ્યાવિના મારો છુટકો નથી. હું અંગેતો રાતો માતો જાણાઉંછું પણ અંદરથી મારી એવી અવસ્થા નથી. મારા આખા અંગમાં કષ્ટના છુપા કાંટા ભોંકાયછે, એ તમે જોઇ શકતા નથી. મારાથી જો મહેનત થતી હોતતો ઘેર ઘેર ટુકડા માગવાની અધમ ગતી કદી ભોગવતજ નહીં. આ ન્હાનાં છોકરાઓની મા જયાં સુધી જીવતી હતી, ત્યાં સુધી સુખે દુઃખે કોઇનું ચાકરી વહીતરૂં કરીને દહાડા લીધા, પણ હવે આ નિર્દોષ નહાનાં જીવડાં કોને હવાલે કરીને રોજીપર જાઉં? તમને મારા શરીરમાં લોહી જણાતું હશે. પણ તે કાંઇ લોહી નથી. એતો પાણીના પરપોટાછે. પશુ પંખી

ઉપર તમારી દયા વહેલી દોડેછે; પણ તેમ તમારે કરવું જોઈતું નથી. માણસનો દેહ જાનવરો કરતાં વધારે ઉ તમ ને વધારે અમુલ્યછે. જાનવરોને પરમેશ્વરે દરેક જાતનો ખોરાક નીમી મુકયોછે. તેઓ ઘાસ ખાઇને અથવા આખર કરીને જીવશે, પરંતુ માણસથી અન્ન સિવાય બીજું કશું ખવાશે નહીં. અનાજ વગર માણસ પોતાના દહાડા કેમ લેશે? માટે જાનવરોને જીવાડવા કરતાં માનવી જાતની પ્રથમ ખબર લેવી તથા તેનાપર મમતા રાખવી અને વખતે મદદ કરવી એ મુખ્ય મનુષ્ય ધર્મ છે. (એટલામાં શ્રીકૃષ્ણ ભિક્ષા માગીને આવેછે. )

કૃષ્ણ—(સ્વગત) અહોહો! માણસોની આટલી ભીડ શી ! જરૂર કાંઇક જોવા જેવુ જણાયછે. (ચાહન)અરે! ભલા લોકો! ક્ષુધાથી જેનું શરીર શિથિળ થયેલુંછે, તેવા આ ક્ષુધાતુર માણસને તમે આશ્રય આપતા નથીને ઉલટા કઠોર વચનોથી શા સારૂ કંપાવોછો ? આપણા કરતાં અધમ અવસ્થાના માણસોની, આપણી યથા શક્તિ મુજબ સંભાળ લેવી એ ગ્રહસ્થાશ્રમનો ધર્મછે.

લોકો—આ વળી દયાનું પુતળું કયાંથી આવ્યું? મ્હોઢે મોટી મોટી વાતો કરેછે ત્યારે આપને આ તારા હાથમાં જે છે તે. તારી પેઠે બોલતાંતો સઘળાંને આવડેછે, પણ આપતી વખતે, દરેકના હાથ લોભથી ધ્રુજેછે સમજ્યોકે?

કૃષ્ણ—दया धर्मको मूळ हे, नर्क मूळ अभिमान;
छिनभर दया न छांडिए जब लग घटमें प्राण .

એ ઘટિતછે. આપણને ઇશ્વરે જે આપ્યુ હોય તેમાંથી અતિથીને અથવાતો અભ્યાગતને કાંઇ પણ આપવુ એ, વો આપણો યથાર્થ ધર્મ છે, (ભીખારી સામું જોઇને) અરે? કંગાલ માણસ! તારે શું જોઇએ છીએ તેનું મને નિવેદન કર.

સમસ્ત લોકો—(માંહો માંહી) આ વિદ્યાર્થી છે તો નહાની વયનો પણ શી તેની કાંત્તિ અને કોમળતા છે! ધન્યછે એના માત પિતાને!

ભીખારી—છોટા મહારાજ! આપને મારી સ્થિતિ નિવેદન કરૂં એટલી શક્તિ મારામાં રહી નથી. અન્ન વગર મારા અને મારાં બાળકોના પ્રાણ જાયછે. દૈવને અમારી દયા આવતી નથી. દયા આવતી હોયતો મોત આપવાને વિલંબ કેમ લગાડે? મહારાજ! મારે નથી જોઇતી મેડી હવેલી કે હાથી ઘોડાની સાહેબી! એવાં સુખ ભોગવવાની આ અભાગીઆ જીવને હવે કશી પણ અભિલાષા રહી નથી. અભિલાષામાં અભિલાષા એટલી છેકે મારૂં અને મારાં બાળકોનુ ઉદર પોષણ થાય અને આ સંકટમાં વધારે વાર ન રીબાતાં વહેલાં મુક્ત થઇએ.

કૃષ્ણ—રે! કંગાળ પણ કમ અક્કલના માણસ! તુ નિર્થક દૈવને શા માટે દોષ દેછે. તારી સ્થિતિ સાથે દૈવને શો સબંધ છે? દૈવ કોઇને દેતો નથી ન કોઇ પાસેથી લેતો પણ નથી. મનુષ્ય પોતે પોતાના કર્મને વશ્ય છે. કરણી પ્રમાણે ફળ મળેછે. તેં પેલા ભવમાં કાંઇ સુકૃત નહી કરયાં હોય તેથી આ ભવમાં ક્યાંથી સુખ

ભોગવે. કાંઇ આપીએ તો પામીએ. "વાવે તે લણે" જેવું વૃક્ષ વાવીએ તેવાં ફળ પામીએ. કડવાં વૃક્ષ વાવીને મીઠાં ફળ પામવાની આશા મુર્ખ મનુષ્યોજ રાખે છે. "હાથે તે સાથે" આ હાથે જેવું કરીએ તેવું ભોગવીએ. એ કહેવત યથાર્થછે. એમાં દૈવને દોષ દેવો ઘટીત નથી. ખરૂંછે કે દૈવતો માત્ર કર્મ મુજબ દાતાજછે દરેક માણસ કર્મ મુજબ સુખ--દુઃખને શરણે થાયછે વાવ્યા વગર લણવાની આશા રાખીએ તે કેમ ફળિભુત થાય. માટે જે હાલતમાં કર્મ મુકે તે હાલતમાં સંતુષ્ટ રહીને ઇશ્વર ઊપર આધાર રાખવો એ સર્વોત્કૃષ્ટ છે. ભાઇ આ લે હાલતો મારી પાસે કાંઇ નથી. હું પણ એક વિદ્યાર્થીની સ્થિતીમાંછું હમણાં એક સાધુ જને દુધ શાકર ને થોડો ઘણો મેવો તથા ફરાળ મને ભિક્ષામાં વોરાવ્યુંછે, તે તને આપી દઊંછું તેથી તારી અને તારાં બાળકોની ક્ષુધા શાંત થશે પછી બીજા દીવસનો આપવાવાળો પરમેશ્વરછે. તેના ઉપર દ્રઢ વિશ્વાશ રાખજે દાંત આપ્યાછે તે ચાવણું આપ્યા વગર નહીં રહે

ભીખારી—[લેતાં લેતાં] મને સઘળું આપી દો છો ત્યારે આપને માટે તો કાંઇ જુજ ભાગ રાખો.

કૃષ્ણ—ભાઇ! મારા કરતાં તારે હમણાં અન્નની ઘણી જરૂરછે. હું એક દિવસ કદાપી ભુખ્યો રહીશ તો ફિકર નથી, પણ તારાથી અને તારી સંતતીથી આવી સ્થિતીમાં રહેવાય એ બનવા જોગ નથી-

ભીખારી—મહારાજ! આપનું ભગવાન ભલું કરો કે આટલું અન્ન દાન દઇને અમારો પ્રાણ ટકાવી રાખ્યો.

(ભીખારી અને તેનાં ન્હાનાં છોકરાંઓ અત્યાનંદ થી ખાવા માંડેછે. શ્રી કૃષ્ણ ખાલી હાથે આશ્રમ ભણી વળેછે ને સઘળાં એકઠાં થએલાં લોકો કૃષ્ણના વખાણ કરતાં કરતાં સહુ સહુને સ્થાનકે જાયછે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### ઋષિનો આશ્રમ--પાકશાળા.

સુદામા—(સ્વગત) શ્રી કૃષ્ણને ગયાને લગભગ એક પ્રહર થયો, ઘડી બે ઘડીમાં પાકશાળાની અંદર જમવાની પંક્તિ પડશે, પણ તેના આવા ગમનના કશાં ચિન્હ વરતાતાં નથી એ શું? એ અજાણ્યોછે, આ ઉજેણ નગરીના ભોમીઓ નથી. તે કોઇ દહાડો ભિક્ષા માગવાને એકલો બહાર ગયો નથી. તેથી મને ઊદ્વેગ થાયછે કે તે હજુ કેમ ન આવ્યો? આજે આશ્રમમાં યજમાનની કૃપા વડે મહા ભોજનછે તેની એને માલુમ નહીં હોય. મેં કૃષ્ણને છુટો મુકયો એજ મારી મોટી ભુલ થઇ. હવે હું એને કયાં શોધવા જાઊ. (સુદામાજી કૃષ્ણને શોધવા માટે જાયછે એટલામાંતે સામાં આવી મળેછે.

કૃષ્ણ--(સુદામાજીને જોઇને) કેમ સુદામાજી મુખપરથી નુર ઊડી ગયુંછે એવા શોકાતુર વેષે, અતિ વેગથી કયા સ્થળને વિષે પધારોછો. ગુરૂજી ઘડિપણ જંપવા

હેતા નથીકે?

સુદામા—જા, જા કૃષ્ણ! આમ કરાતું હશે? ભુંડા તારા સારૂ હું ક્યારનો ચિંતા કરૂં છું કે તું અત્યાર સુધી કેમ ન આવ્યો ને ક્યાં રોકાણો. તું તો આમ ખુશી થઇને સામો સ્વાલ પુછે છે? આવી બાળક બુદ્ધી હવે રાખવી જોતી નથી. ચાલો જમવાની વેળા થવા આવીછે. હમણાં પાકશાળામાંથી જમવાને માટે હાજર થવાનો સાદ આવશે, માટે ન્હાઇ ધોઇ, સંધ્યાદી ક્રિયા કર્મ કરીને સાવધ થઇએ. પણ ભાઇ હુતો તને પુછવાનું ભુલીજ ગયો. નગરીમાંથી શું શું લાવ્યા તે કહેશો કે?

કૃષ્ણ—ભાઇ! "ક્યાં ગયા હતા તો ઘરના ઘર". ગયા હતા એવા આવ્યા. મહા મહા મેહેનતે શહેરમાં અહીં તહીં ભટક્યો, ન બોલાવ્યાના મ્હો બોલાવ્યાંને ન જવાય એવા સોમને ત્યાં જાચવાને માટે ગયો, પણ કોઇએ લાંબો હાથ કર્યો નહીં. અંતે એક સાધુ પુરૂષે શ્રદ્ધા પુર્વક ફરાળ આપ્યું, તે લઇને આશ્રમ ભણી આવતો હતો, એટલામાં માર્ગમાં એક ક્ષુધાતુર કંગાળ માણસ અન્ન વગર અડવડીયાં ખાતો અને બરાડા મારતો બેઠો હતો. તેનાપર કરૂણા આવવાથી તેને એ સઘળું ફરાળ આપી દઇને તેની ક્ષુધા શાંત પાડી. અહાહા! એ અભાગીઓ માણસ અને તેની છોટી વયના છોકરાંઓ કેવાં આનંદથી ફરાળ ખાતાં હતાં! એ ચિત્ત વેધક દેખાવ મારાથી કદીપણ ભુલાસે નહીં.

સુદામા—અરે! ઓલીઆ માણસો આવી રીતે આખો દહાડો આથડીને એકઠી કરેલી ભિક્ષામાંથી આ પણ આપતાં ફરીએ ત્યારે આપણા સરખા વિદ્યાર્થીની અવસ્થા કેવી થાય. માંડ માંડ ઉદર પોષણાર્થે શહેરમાંથી માગી લાવતા હોઇએ, ત્યાં એવાં માણસોને આપવાનો વધારો તે કયાંથી હોય? આપણા સરખા પારકે આધારે પડેલા વિર્થીઓથી આવો ઉદારતા નજ બને. આપણે દાનેશ્રી બનીને ખાલી હાથે આશ્રમમાં પાછા આવીએ તયારે કયાંથી ખાઇએ.

કૃષ્ણ—સુદામાજી! કદાપી એક દીવસ ભુખ્યાં રહયાં તો શું થયુ? પણ અન્ન વગર ટળવળતાં આદમોની આંતરડીનો આશિર્વાદ લેવો એ પુણ્યનું કામછે. આપણી પાસે પાશેર અનાજ હોય અને તેથી જો કોઇ અભ્યાગતનો જીવ ઉગરે એમ હોયતો એને તે આપી દેતાં વિલંબ લગાડવો ન જોઇએ.

સુદામા—હશે, જે થયુ તે થયું. ચાલ ન્હાઇ લે મેં તો સ્હવારમાં ન્હાઇને થોડા ઘણા સાથવો પણ ખાઇ લીધેછે, પણ તું તો નરણોછે તેથી આંખે અંધારાં આવતાં હશે.

(શ્રીકૃષ્ણ નહાવા માંડેછે અને સુદામાજી ગુરૂને માટે દેવ પુજાને લગતો સામાન સાવધાન કરેછે, એટલામાં જમવાનો વખત થાયછે ને પંકિત પડેછે. એટલે સુદામાજીને શ્રી કૃષ્ણ દેવપુજાની ઓરડીમાં ગુરૂની પ્રદિક્ષણા કરવાને જાયછે. સુંદર અબોટીયું પેહર્યુંછે. માથે કાન ટોપી ઓઢીછે, શરીરે અને કપાળે ભષ્મ લે

પન કર્યુંછે. ગળામાં રૂદ્રાક્ષના મોટા મણિકાની માળા આવી રહીછે. હાથમાં ગૌમુખી ચાલુ કરી બંધ ચક્ષુએ પરમાત્માનું ધ્યાન ધરતા મગ્ન [illegible] આશનીઆંપર બીરાજ્યાછે એવા શાંદીપની ઋષિની પ્રદિક્ષણા કરીને જમવાને માટે સુદામાજી અને શ્રીકૃષ્ણ સ્વયંપાકમાં પ્રવેશ કરેછે. પાકશાળાના પત્થરથી બાંધેલા વિશાળ ચોકમાં હારાદાર પાટલા નાંખવામા આવેલાછે, ને તે પર પલોંઠી વાળીને વાદ્યાર્થીઓ બેઠેલાછે મ્હોડા આગળ ખાખરાના પત્રાળાં મુકેલ છે, તેમાં ભાત ભાતના પાક પકવાનો પીરસાયછે. બાળ શિષ્યોના મુખમાંથી શિક્ષણિય શ્લોકના ઉચ્ચાર નીકળેછે. એટલામાં સુદામાજી અને શ્રીકૃષ્ણ પાકશાળામાં પ્રવેશ કરીને પોત પોતાના આશનપર જમવા બેસેછે. જમી રહીને ઘડી બે ઘડી થયા પછી સહુ સહુના અધ્યયનમાં મચેછે, એટલામાં શાંદીપની ઋષિ પ્રવેશ કરેછે.)

શાંદીપની—કેમ મારા વ્હાલા પુત્રો! તમે શો પરિશ્રમ કરોછો?

કૃષ્ણ }
સુદામા } (નમન કરીને) ગુરૂ મહારાજ! અમે આપની આજ્ઞાનું સારે અતિ ઉત્સાહથી વિદ્યા પાઠ કરીએ છીએ.

શાંદીપની—વત્સો ધન્યછે તમને! તમારા પરિશ્રમમાં તમે જય પામો એવી મારી પ્રાર્થનાછે. કેમ કૃષ્ણ તને વિદ્યાભ્યાસ કરવો ગમેછે કે! સુદામાજી તને શ્રમ લઈને શિખવેછે ને!

કષ્ણ—મહારાજ! મારી તરફ સુદામાજી પ્રિયબંધુની પેઠે વર્ત્તેછે, ને હું તેમની આગળ પ્રેમ વડે મારો નિત્ય પાઠ કરૂંછુ આપના પવિત્ર આશ્રમમાં મારે એકે વાતે અડચણ નથી ગુરૂજી! આપે આતરફ આવાગમન શા સારૂ કીધું. શું મારી સંભાળ લેવાને આપે આટલો પ્રયાસ ખેંચ્યો છે.

શાંદીપની—હા, એ સબબ ખરોને તે સાથે એકવણ બીજું કારણ પણ કહેવાને હું આવ્યે છું એ તમે શ્રવણ કરો. હું આજે આ નગરથી આઠ ગાઉપર આવેલા એક ગામમાં યજમાનના આમંત્રણથી જાઉંછું, ત્યાંથી ત્વરીત હું આશ્રમ ભણી વળીશ. મારી ગેરહાજરીમાં તમે તમારા અભ્યાસને વળગી રહેજો ને જે વિદ્યાર્થી રાવ ફરિઆદીએ આવે તેની રાવ ફરિયાદ સાંભળજો કેમ સમજયાને?

સુદામા / કષ્ણ } હા. મહારાજ! આપની આજ્ઞા મુજબ આપની ગેરહાજરીમાં અમે ચાલશું ને શાળા સાચવશું.

શાંદીપની—ઠીક ત્યારે હું જાઉછું.

સુદામા / કષ્ણ } વ્હેલા પધારજો મહારાજ! (ગુરૂજીને દંડવત પ્રણામ કરીને નમન કરેછે એટલે શાંદીપની ઋષિ ગામ સિધાવેછે.)

——— ———

બા...-દંડવત પ્રણામ કરીને નમે છે તથા પોતાના સિં હાશન પર બેસાડીને બે હસ્ત જોડીને અપાર સ્તુતી કરેછે.

ધર્મરાજા—અહો! ભગવાન! આપના આગમનથી યમપુરી અતિ પાવન થઇછે. આપે દયા કરીને આ સ્થાનને વિષે અમને દર્શન દેવાની કૃપા કરી તેથી અમો અમારા મનથી ભાગ્યશાળી સમજીએ છીએ. ભગવાન! આપતો દેવના દેવ મહાદેવછો. આ ... ચૈ : ... અ ...તા છો; આપની ઇચ્છાવડે આ ચૌદ લોક નીમીશમાત્રમાં થયાછે અને આપની જ ઇચ્છાથી પળમાં તેનો સંહાર થશે, મહારાજ આપની કૃપાથી મન કામના પુર્ણ થાયછે. ભગવાન છતાં દેહ ધારણ કરીને ભકતનાં કાર્ય કરવાને આપ યુગયુગને વિષે પધારોછો. આપ પુર્ણ પ્રુરુષ મછો. ભગવત! આપની પ્રેમ પુર્વક પુજા કરીને દા... માગુંછું. મને આ પુષ્પહાર પ્હેરાવવાનો તથા આપના ચરણ કમળ પખાળવાની જે ઊત્તમ તકમળીછે, તેને માટે ચરણરજ હર્ષાતુરછું ભગવત! આપના સેવકને કૃપા કરીને જે આજ્ઞા કરશો તે બજાવવાને તૈયારછું.

કૃષ્ણ—ધર્મરાજા! બેસો. તમે આ તમારાં ધર્માશન પર બીરાજો. તમારા નિર્મળ ન્યાયથી, નીતિ તથા સત્ય નિષ્ઠાથી, હું તમારા ઉપર અહો રાત્રિપ્રસન્ન છું. દુષ્ટ જીવને તેની કરણી પ્રમાણે દમવાને, તથા દેવીજીવ પર દયા કરીને તેમને શુભ ફળ આપવાને તમે કાળજી ધરાવોછો તે સંતોષકારક છે. રાજા, ધર્મ! તમે

ખચીત ધર્મ મુત્તિજછો, તમારૂં રૂડું થાય એવું હું અં રંતર ચાહુ છું હવે અત્રે આવવાનું પ્રયોજન, તમને સં ક્ષેપમાં જણાવું છું તે શ્રવણ કરો હું હમણાં મૃત્યુ લો કમાં છુ તે તમે જાણોછો ત્યાં ઊજજેણ નગરીને વિષે શાંદીપની ઋષિની પાઠશાળામાં વેદાધ્યન કરૂં છું. તેમ ણે ગુરૂ દક્ષિણામાં, મહાસાગરની અંદર ડુબી મુવેલાંએ સંતાનો માગ્યાંછે તે લેઇને હું તમારી પાસે આવ્યોછું માટે એ બાળકો જ્યાં હોય ત્યાંથી સત્વર મારીસન્મુખ હાજર કરો, એટલે તેમના માતા પોતાને સોંપી સંતોષ કરૂં.

ધર્મ રાજા—મહારાજા! જેવી આજ્ઞા. નિમીશમપ ત્રમાં યમરાજાને બેલાવો મગાવુ છું અરે દુત? જાને હ મણાને હમણા તુ યમરાજાને મારા આગળ હાજરથ વાની આજ્ઞા નોવેદન કરીઆવ.

દુત—મહામાન્ય સ્વામી! આ ચાલ્યો. (યમરાયને બોલાવાને અલ્પ કાળમાં તેડીલાવીને ધર્મરાજાની ક ચેરીમાં પ્રવેશ કરેછે.)

યમરાય—(શ્રી કૃષ્ણને તથા ધર્મરાજાને નમીને અ ધીષ્ટાતા! શી આજ્ઞા છે?

ધર્મરાજા— સાંભળો, યમરાય! શ્રી કૃષ્ણ ભગવાનની એવી ઈચ્છા છે કે ઉજજેણ નગરીમાં નિવાસ કરતા, શાંદીપની ઋષિનાં બે સંતાનો તમારા તાબ માં છે, તે તેમના માત પિતાને પાછાં સોંપવા, માટે ત્વરીત તે બા ળકોને બોલાવીને રજુ કરો.

યમરાય—વારૂ, ધર્મરાજાજી! ક્ષણવારમાં ઋષિના

બાળકોને રજુ કરૂં છું. (યમરાય જાયછે ને અલ્પકાળ માં ઋષિ—બાળકોને તેડી લાવીને ધર્મરાજાની સન્મુખ હાજર કરેછે.)

યમરાય—(નમીને) આ રહયાં ઋષિ શાંદીપનીનાં બે બાળકો મહારાજ!

ધર્મરાજા—બહુરૂડું. જાઓ. તમને હવે રજાછે,

( શ્રી કૃષ્ણને તથા ધર્મરાજાને દંડવત પ્રણામ કરી પોતાના સ્થાનકને વિષે યમરાજા જાય છે.)

ધર્મરાજા—ભગવાન! આપની ઇચ્છા મુજબ આ બે ઋષિ બાળકો આપને સ્વાધીન કરવાની રજા માગુંછું.

કૃષ્ણ—ધર્મરાજા! તમારા ઉપર હું બહુ બહુ પ્રસન્નછું તમે હુકમ બજાવવામાં જેવા તત્પર રહોછો. તેવાજ રહેજો ને તમારા ન્યાયાશનની શોભા વધારજો. હું હવે મૃત્યુ લોકમાં જાઉંછું.

ધર્મરાજા—પધારજો! મહારાજ વળી દર્શન દેવાનું લક્ષમાં લેશો. સઘળી કચેરી ઉઠીને શ્રી કૃષ્ણને માન આપેછે, ને શ્રી કૃષ્ણ ધર્મરાજાના માન પાન વચે મૃત્યુ લોકમાં પધારેછે.

---

## પ્રવેશ ૧૨ મો.

મૃત્યુ લોક.

(સ્થળ, ઋષિનો આશ્રમ)

ગુરૂપત્નિ—પ્રાણનાથ! આ આવ્યા શ્રી કૃષ્ણ ભ

ગવાન! તેમની આંગળીએ વળગીને આપણા બે બા ળકો આ પેલાં મલપતાં આવે! મહારાજ! જુઓતો ખરા શ્રી કૃષ્ણ ભગવાનનો સામાતો જરા પધારો. હું પુજાને લગતી સામગ્રી સાવધાન કરૂં એટલામાં તમે ભગવાનને આશ્રમમાં દાખલ કરો.

શાંદીપની -- વ્હાલી! આજે આપણે કોઇ ઉત્તમ મ નુષ્યનું મ્હોડું જોયું હશે! તેથી તારા મુખથી આ ઉત્તમ વધામણી સાંભળી. અહાહા! આજ પુત્ર મેળા પથી કેટલો આનંદ અને સંતોષ થશે? અરે! સંતાન સહીત શ્રી કૃષ્ણ તો આ નજદીક આવ્યાને! હું તેમ ને લેવાને માટેતો જાઉં (શાંદિપની ભેટવાને સામા જાયછે. એટલામાં શ્રી કૃષ્ણ અને ઋષિ બાળકો અતિ આનંદ સહીત ભેટેછે.)

શાંદીપની ( પ્રેમથી ) અરે! મહારાં વહાલાં બા ળકો!

ગુરૂપત્નિ—અરે! ઓ મારી આંખની કીકીઓ!

બાળકો—મારાં વહાલાં માત પિતા ! ( સઘળાં આ નંદથી મળેછે, અને સંતોષ સાગરમાં ડુબેછે. થોડી વા રે શાંત મન થયા પછી શ્રી કૃષ્ણ સામી નજર જા યછે એટલે)

શાંદીપની }
ગુરૂપત્નિ } ભગવાન! આપે અમારા ઊપર મોટી દયા કરીછે, તેનો પાડ કેમે કરીને નહિ વળાય. આ અમારાં બાળકોના વીયોગ વડે અમારો અવતાર મિથ્યા થયો હતો, તે હવે સુખ શાંત્તિમાં જશે. મહા

રાજ! ધન્ય ભાગ્ય અમારાં કે અમને તમારાં દર્શન થયાં. પ્રિય બાળકો! આ શ્રી કૃષ્ણ પરમાત્માનો તમે પાડ માનો? એમની કૃપા વગર તમારો અમારો મેળાપ સ્વપને પણ આ ભવમાં થાત નહિ. એ આ પરત્માનો આપણા ઉપર અતિશય પાડ થયોછે. બાળકો! શ્રી કૃષ્ણને પાયે પડો. (બાળકો શ્રી કૃષ્ણ ભગવાનને પગે પડેછે, એટલે શ્રી કૃષ્ણ તેમનો હાથ ગ્રહીને ઊભા કરેછે ને આશિર્વાદ આપેછે)

કૃષ્ણ—માત પિતા! આપે મને વિદ્યારૂપી ગુપ્ત ધન આપ્યુંછે, તેના બદલામાં મે આપની કાંઈજ સેવા બજાવી નથી. ગુરૂજી! આપ મારે મન પુજ્યછો. ગુરૂજી આપ અને મારા માતુશ્રી સમાન ગોરાણીજી! મને આટલું માન આપોછો તેને માટે આપનો બહુ બહુ પાડ સ્વીકારૂંછું. મહારાજ! મને ગોકુળમાં જવાની આજને આજ આજ્ઞા આપવાની કૃપા કરશો. મારાં માત પિતા ચિંતા કરતાં હશેને હું પણ જવાને તૈયાર થઈ રહયોછું.

શાંદીપની }
ગુરૂપત્નિ } ભગવાન! આપને અમારી એટલીજ વિનંતીછે કે આજનો દીવસ રહીને કાલે સુખેથી સિધાવો. આપને અત્રે ઘણા માસ થયાછે, એટલે હવે વધારે દીવસ રોકી રાખવાને અમે રાજી નથી. આપની અભીલાષા ઘેર પધારવાની છે તો કાલે સુખેથી પધારજો.

સુદામા—મિત્ર કૃષ્ણ! આપણા પુજ્ય માત પિતા

જીનો જયારે અતિ આગ્રહ છે ત્યારે એક દીવસ અ તીથી તરીકે રહેવામાં કાંઇ અડચણ નથી, માટે ખુશીથી આજનો દહાડો રહેતો સારૂં.

કૃષ્ણ—વારૂ માત પિતા અને મિત્ર! તમારી આજ્ઞા શિશપર ચડાવું છું,

શાંદીપની }
ગુરૂપત્નિ } ભગવાન! આપે આજ અમારા ઉપર પુર્ણ કૃપા કરી, મહારાજ! હવે અમે પ્રસન્ન છીએ. ભગવાન! આપ અને સુદામાજી ન્હાઇને પધારો એ ટલેજ વિલંબ જમવાનો છે, સ્વયંમ પાકમાં રસોઇ સાવધાનછે,

કૃષ્ણ }
સુદામા } ગુરૂજી! આ આવ્યા. તમે સાવધાન થા ઓ ત્યાં અમે ન્હાઇ, નીત્ય કર્મ કરીને આવી પ હોંચીએ છીએ. (સ્વયંમ પાકમાં ઋષિને, ઋષિપત્નિ પ્ર વેશ કરેછે, એટલે ન્હાઇ નિત્ય કર્મ કરીને શ્રી કૃ ષ્ણ અને સુદામાજી પણ આવી પહોંચે છે.)

---

## પ્રવેશ ૧૩ મો.

### ઉજજેણ નગરીની ભાગોળ.

કૃષ્ણ—મારા શિરછત્ર રૂપ ગુરૂજી અને ગોરાણીજી! આ પનો આશિર્વાદ લઇને હું હવે ચાલવાની રજા માગુ છું- તમોએ જે આજ દીન સુધી મારાપર મમતા બતાવીછે, અને મારા મિત્ર સુદામાજીએ મને મિત્ર તરીકે જે કિ મતી મદદ કરીછે, એ સઘળી સેવાનો બદલો હું, કયાં

આપું એવી મારી આતુરતા છે. આપના પવિત્ર આશ્રમમાં મને આવ્યાને ૭ માસ થયા છે, પણ એ ૭ માસમાં ૭ દીવસની પેઠે સુખ શાંત્તિથી વી તી ગયાછે. આટલી મુદતમાં મને સઘળી જાતની સોઇ કરી આપવાને તમોએ એકે તક જવા દીધી ન થી, એ સઘળા આભારો સાથે લઇને હું સિધા વુ ંછુ

શાંદીપની—પ્રિય ક્રષ્ણ! આવા શબ્દો બોલવા, એ તમારા મોટા મનની નિશાણીછે. તમારા સરખા એક ભવનીના અધિષ્ઠાતા. અમારા જેવા ગરીબ વિપ્રના આશ્રમમાં વિદ્યાભ્યાસને સારૂ પધારે, એજ અમારો ભવ સફળ થવા સરખું છે. જે રૂપ નેત્રથી નિર્ખવાને બ્રહ્માને સિવ શરખા દેવના દેવ અભિલાષા, ધરાવે જે રૂપ જોવાને ઈંદ્ર દેવ પણ ક્રોટી કલ્પ સુધી તપશ્ચર્યા કરે, એવા આપો આપ પરિબ્રહ્મને અમે ૭ માસ સુધી નીર્ખીને પાવન થયા. તેને માટે અમો મગરૂર છીએ.

ગુરૂપત્નિ—ભગવાન! આપ જતી વખતે મને ક્ષમાં કરશો એવી ઊત્કંઠાછે. મહારાજ! આપના સ્વરૂપને હું ઓળખી શકી નહીં તેને લાધે જ નહીં ચોરી શકા ય એવાં હલકાં કામ તમારી પાસે મેં કરાવ્યાછે, તેથી મને બહુ બહુ પશ્ચાતાપ થાય છે. મારા પુત્રો, જે મને પ્રાણ કરતાં પણ વધારે વહાલાછે, તેના વિયો ગ વડે આ વિશ્વ મને વિપતિ રૂપ થઇ પડ્યું હતું, ...ચની આપે શાંત્તિ કરીને આ ભવ મને સુ

ખ કારક કરી આપ્યોછે. એથી અમારાં અંતઃકરણ પરમ પ્રફુલ્લિત થયાંછે. મહારાજ! જે મુર્ત્તિનું રૂપ કથી શકવાને વેદ સરખા મોટા ઈશ્વર કૃત ગ્રંથો અને મહાન શકિતવાન શિવ જીવો શકિતવાન નથી, એવા પરમાત્માના દર્શન ખટ માસ સુધી અમારે થયાં, એ કાંઇ થોડો લાભ નથી. મહારાજ આપનો વિયોગ અમારાથી કેમ સહન થશે. આપની કરૂણા મય મુર્ત્તિ નિર્ખવાને અમારાથી હવે કયારે બની આવશે? ભગવાન! આપે કરૂણા કરીને આજ સુધી અમારા કોડ પુરા કીધાછે તેવાજ કોડ હવે પણ પુરા કરશો, અને ભકત જનના કષ્ટ સમયે ધાઇને વહેલા વહેલા આવ શો.

કૃષ્ણ—પુજયો! આ અવનિમાં વિદ્યાદાન દેનારા વિદ્યા ગુરૂ કરતાં મારા મનમાં બીજુ કાંઇજ અધીક નથી. માત પિતાતો ફકત જન્મજ આપેછે, પણ આ સંસારમાં વિદ્યા જે તત્વનું તત્વ ગણાયછે, તેવી વિદ્યાનું જ્ઞાન આપીને જ્ઞાન ચક્ષુ ઉઘાડી પરમ કલ્યાણ કરે એવા મહત ગુરૂ, માત પિતા કરતાં પણ વિશેષછે ગુરૂજી અને ગોરાણીજી! તમારા આભારના દાખલામાં હું જે કાંઇ આપુ તે થોડુજછે, આ પવિત્ર આશ્રમમાં પામે લ સુખ શાંતી હું કદી પણ સ્મર્ણમાંથી જવા દેનારનથી. પુજ્ય માત પિતા? હમણાં તો હુ તમારાથી છુટો પડુ છું, પણ તમારે એમ નહીં ધારવુ કે કૃષ્ણ હને કદાપી મળનાર નથી, હું પ્રેમી જનના મનમાં નીરંતર નીવાસ કરું છું, માટે તમારા સરખા પ્રેમી માતપિતાના પ્રેમને અ

ખાખી બાવા ધુણી ધખાવીને અડીંગો નાખીને બેઠા છે. ધુણીમાં મંદ મંદ અગ્ની બળેછે. ગાંજાની ચલમ પર ચલમ ભરાયછે, અને બે ચાર મફતીઆ ભંગી સે વકો ગાંજો ફુંકેછે. એટલામાં સુદામાજી મંદીરના દ્વાર આગળ આવી પહોચેછે.

સુદામાજી--હાશ! હવે ખોળીઆમાં જીવ આવ્યો. અ ધ્રવચ રસ્તામાં રાત પડી ગઇ અને વા વરસાદનું ભ યકર તોફાન થઇ આવ્યું. લુગડાં સઘળાં પલળીને તરબોળ થઇ ગયાંછે. તાઢ પણ હવે વાયછે. માણસ નો અણસારો માલમ પડતો નથી દ્વાર ઠોકું જોઇએ કોઇ જવાબ દે છે. અહીં સુધી પાર્શ્વેશ્વર કરવાની આ ને ધનપાળશાની લાલચે આવ્યોછું. આશા પાર પાડવી ન પાડવીએ પ્રભુના હાથમાંછે. હવેતો આશ્રમ કરીને પ્રભાતમાં શેઠને ત્યાં જઇશને તેમની વતી પુજા કરવાનો આરંભ કરીશ [દ્વાર ઠોકેછે] મહારાજજી! ન મો નારાયણ! આ દરવાજો જરા ઊઘાડજો. વરસાદથી ભીંજાઇ ગયોછું,

ખાખી બાવો—કોન હે? અબ રાત્રિકે બખત કોન દ્વાર ઠોકતાહે.

સુદામા—માહારાજ! એતોહું સુદામો, તમારો દા સછું.

ખાખીબાવો—કોનસા સુદામા! હમ સુદામા બુદા ગાં નહીં પીછાનતા હે. ચલે જાઓ, સિધા રસ્તા પડા હે. માણસભી કૈસા હેવાન હોતા હે, ધોરી રાહકે બીચ મે યહી રસ્તા હુઆ, ઊસલીએ આવાગમન કરને

વાલા સબસોક હમારા ગાંજા—તમાકુ ફુંક જાતાહે. તો ભી એક પેસા ધુણીમેં ફેંકતા નહિં હે. બાવા કયા મર જાવે? રોજ રોજ કહાંસે લાવે. રાત્રીકે બખતભી હમારા પીછા નહિં છોડતા હે.

સુદામા—મારે નથી પીવો તમારો ગાંજો કે તમાકું મને તાઢથી કમકમાટી આવીછે, તેથી ધ્રુજુંછું. તમે મારો સાદ પણ નથી ઓળખતા ? હું સુદામો ઘણીવાર આ મંદિરની અંદર પ્રાર્થેશ્વર કરવાને આવુંછું. ધનપાળશા મારો યજમાનછે, રાતની રાત સામા ગામમાં પડી રહેત પણ આશ્રમ ભેળો થઇ જવાની આશામાં ને આશામાં આવા તોફાનમાં પણ ચાલીને તમારે શરણે આવ્યોછું. મહારાજ હવે ઊઘાડોતો કૃપા થાય.

ખાખીબાવો—સબલોક આતેકે બાસ્તે એસાહી બોલતાહે, મેંતો કભી દ્વાર નહિં ખેલુંગા. રામભારથી ચાયતો ઉઘાડેગે.

રામભારથી—શુંછે નારાયણ! એ વળી કોણ બલા આવીને વળગીછે. દ્વાર કોણ ખખડાવેછે. એ!

સુદામા—ભારથી! એતો હુંછું તમારો સેવક સુદામો.

રામ ભારથી—અહોહો! કોણ એ સુદામાજી! આવો આવો. તમે કયારના આવીને ઊભાછો મેંતો તમારો સાદ પણ નહીં પીછાણ્યો. હુંતો અંદર મહાદેવની પુજામાં હતો, એટલે આ મહારાજનો પોકાર સાંભળીને આવ્યો.

સાંભળીને આવ્યો, ત્યાંતો તમે નિકળ્યા. લ્યો આવો ત્યારે. [દ્વાર ઊઘાડીને સુદામાજીને મંદિરમાં દાખલ કરે છે. એટલે તેમના ઓળખીતા ભુદેવો નમસ્કાર! નમશ્કાર! કરીને પરસ્પર ભેટે છે. મળી ભેટીને કમર છોડી ઘડી બેસે છે. એટલામાં ધનપાળશાના મરણના સમાચાર લઇને એક માણસ આવે છે. તેથી મંત્ર જપનારા બ્રાહ્મણો લાડુ અને દક્ષણા જતાં રહયાં તેને માટે અને સુદામાજી પોતાને બેસવાની ડાળ ભાગી ગઇ તેથી દિલગીર થાય છે. બીજી સહવારે સુદામાજી વિચાર કરતા ઊઠે છે.)

સુદામા—[સ્વગત] હવે મારે આ આશ્રમમાં બેસવું? બેસીને કરવું શું? આશ્રય આપનાર રવિનો અસ્ત થયો. હવે કેની આગળ હાથ જોડવો. શેઠને ઘેર પણ રોકકલ હશે, તેથી તેમના કુટંબને મ્હોડે જવું પણ મુનાશીબ નથી. આતો પગની પનોતી ઊતારી ને ઘેર જવાનુ થયું. અહીં પારકી આશા કરીને મહીના પથારી કરવી ને ઘેર બાયડી છોકરાં વાટ જોઇને નોધારાં બેસી રહે એ ઠીક નહીં. આતો ધનપાળશાનો આશ્રય હતો અને તેને લીધેજ બે રૂપીઆ મળતા હતા. આ સમયમાં યજમાન અથવા ઓથ વગર આશ્રય કોઇ આપનાર નથી. લાવ્ય ત્યારે મ્હારાજની રજા માગીને રસ્તે પડું ને ઘર ભેળો થાઉં.(સુદામાજી, રામભારથીની રજા માગે છે. તેથી તે પુજા કરવાને આશ્રમમાં બેસવાનો આગ્રહ કરે છે, પણ સુદામાજી એકના બે થતા નથી, એટલે ભારથી થોડું ઘણું અનાજ આ

ને સેવકમાંથી આવેલાં કપડાંની એક બે જોડ આપેછે. તે લઇને સુદામાજી પોતાના ઘરનો રસ્તો પકડે છે.



## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—અરણ્ય.

સુદામા—[સ્વગત] પ્રભુ! આવાં નશીબ તે કોઇ અભાગીઆ પ્રાણિનાં હશે? "ઘરનાં બળ્યાં વનમાં ગયાં તો, વનમાં લાગી લાય." એ વાતવાળુ મારે થયું. બે પઇશાની આશાએ, આટલો પથ કાપીને અહીં સુધી આવ્યોતો તિંઆ રહેવાનુ આશ્રમજ તુટી ગયું.—સેઠ ધનપાળશાનું અચાનક મ્રત્યું થયુ. એ ભલો સેઠ વર્ષો વર્ષ શ્રાવણ માસમાં પુજાને કરાવી પ્રભુ અપાવેછે એટલો આશ્રય આપે છે, પણ નશીબ બે ડગલાં આગળનું આગળ. હવેતો ધનપાળશાના મરણ સાથ મારૂ પણ મરણ થવાનું. મારે ઘેર જઇને શુ મ્હોડું બતાવવુ? બાળકોને બે દહાડાના કડાકા થયા હશે, અને મારી આશાએ દહાડા લેતા હશે. તેમા હું ખાલી હાથે જઇને ઉભો રહીશતો કેવો દેખાઇસ? પણ પ્રભુ સારૂ કરો પેલા રામભારથીનું કે તેણે બે દિવસ ચાલે એટલું અનાજ ને આ કાંઇ ફાટયાં તુટયાં લુઘડાં લત્તાંના બે કકડા દીધા છે, તે સાંધીને અંગ ઢાંકવાના કામમાં લેવાશે. [એટલામાં બે ચોર દુરથી આવે છે, તેમને જોઇને] આ આવે છે એતો કોઇ ચોર—લુટારા સરખા દુષ્ટ માણસ દેખાય છે, પણ મારી પાસે તેમનું કંઇ વળવાનુ નથી. છે શું કે તેઓ લુટી લેશે? લુટવાનુ નથી પ

ણ કદાચ હેરાન કરેતો! ચાલ ત્યારે પગ ઊંપાડીને પે-
લા ગામ ભેળો થઇ જાઉં. (સુદામાજી ઊતાવળા ચાલવા
માંડે છે એટલામાં,)

ચોર ૧ લો—અલ્યા એ કોણ જાયસે? ઊભોતો રેહ
ભાંજ્ય બાંજ્ય સે કે? જરા તલપ થઇસે તલપ! ભલો
થઇને ઊભો રેહ ને આપ્ય જોઇએ. સાંભળવા છતાં સુદા-
માજી ભયથી ચાલ્યા જાય છે એટલે.)

ચોર બીજો—અલ્યા હેઠોયા? નથી હાંભળતો કે? આ
ત્યારનો હાદ પાડેસે, હું કાન બાન ફુટી જીયાસે. ઊભે
રહીને જરા ભાંજ્ય આપ્ય ભાંજ્ય. ભાંજ્ય ન હોયતો
હોપારીનો કટકો દે. મોળ આવે છે મોળ.

સુદામા—(ચોંકીને) ભાઇ! હું શેઠ નથી ને શાહુકારે
નથી, પણ એક ભિક્ષુત બ્રહ્માણછું. મારી પાસે નથી ત-
માકુ કે સોપારીનો કકડો. તમે કોણ સો જે આમ હાં-
કોટા કરીને ગરીબ વિપ્રને ગભરાવો છો.

૧ લો ચોર—કોણ સીએ? અમે ઠાકોર સીએ, ઠા-
કોર! ભલા મનીખ, ભાંજ્ય, હોપારી તારે ઘેર રહી,
પણ હું ગાતતો કરવા દે, એટલી બધી તે શી ધાડ આ
વી સે કે દોડી જાયસે, બરામણ હોય તો જરા ટેપણુ
તો જો.

બીજો ચોર—એ એમ નહિ ઊભો રેહે મેઘા! મને
ગાતરડી મારવા દે એના ટાંટીઆમાં કે ટાંટીઆ ભાંજી
જાય ને ભોંયપર લાંબો થઇને પડે.

સુદામા—(ગભરાટમાં ઉભા રહીને સ્વગત] અરે!
આતો નિશ્ચય ચોરજ જણાય છે ને? તેમની દયાન-
ત મને લુટવાની છે. અરે? પ્રભુ! મારો કેમ બચાવ થ-

શા?(ચાહન) આ ઊભા રહયા ઠાકોર? હુ બ્રાહ્મણછુ ને તમે ક્ષત્રી ગૌ બ્રામણ પ્રતીપાળ થઇને મને લુટી હેરાન કરશાતો તમને પાપ લાગશે.

૧ લો ચોર—જાને હવે પાપના ઓળખીતા! માવળી સાવળી વાતો મુકી દેસને! નિકર હમાણાં મોઢે ડુસો દ-ઇને હોય વરહ પુરાં કરી લાખીશુ હમજયોને!

સુધામા—(ગભરાઇને) ઠાકોર! મારા જેવા ભીક્ષુત બ્રાહ્મણને મારીને લુંટવાથી તમને શું મળસે? મારો પાસે તમે શું દેખીને લલચાયાછો. દોરી, તુંમડું અને આ વસ્ત્રના ગાભા શીવાય મારી પાસેફુટી બદામનથી. ઠાકોર! મને જવાદો તો પ્રભુ તમારૂ કલ્યાણકરશે, બ્રાહ્મણનું તો તમારે રક્ષણ કરવું જોઇએ ઠાકોર!

બીજો ચોર—રક્ષણ ને ભક્ષણ બેય હાથેનું હાયેસે, હુ મજયોને! બચારો ભરામણનો દીચરો થઇને આ૦યોસેબ-ગલમાંથી બસકો કાઢેસે કે આ ડાંગનો હવાદ સાખવોછે?

૧ લો ચોર—કાઢ આ બસકામાં હું હંતાડયું સે. (સુ-દામાજીને લુટવા માંડે છે]

સુદામા—(થરથરતે પગે] ઠાકોર! લો હું તમને દેખાડું. એતો મારો રળી ખાવાનો રોટલો છે. દેવસ્થાનમાં કે કોઇ સારે ઠેકાંણે જઇને એ પોથો વાચુંછુ ને બે મણ બાજરી પેદા કરૂછુ- ઠાકોર! મારી પાસે બીજુ કાંઇ નથી, હોયતો આ પોથીના સમ.

બીજો ચોર—જોયાં એતો હાહતર ને બાહતર. અમે સમ હાચા ન માનીએતો! પસી મરને રખી હોય કે રખીનો બાપ હોય. મુંગો મુગો મને તપાહવા દે, નહિતો તારો જીવ જાહે. (સુદામાજીનાં સઘળાં લુ

ઘડાં લતાં તપાસી જુએ છે, પણ તેમાંથી કાંઇ મુલ્ય વાન જાણસ મળતી નથી એટલે)

ચોર ૧ લો—જાજા, ભામણનો દીકરોસે એટલે જ વાં દઇએ સીએ, નીકર આ ડુસા પણ જતા ન મુકત.

બીજો ચોર—અલ્યા મેધા! એને જતો ન મુકય. એનાં લુગડાં ઉતારીને આ ઝાડ શાથે બાંધી મુકય, નિકર હામેના ગામમાં જઇને ફરીયાદી કરહેતો આ પણો ઘાણ નિકળી જાહે.

૧ ચોર—હવે જવા દને પાંસા. બસારો ભરામણ નો દીકરોસે. એને આ વગડામાં કોણ સોડસે? આ ડુ સામાં પણ કાંઇ માલ નથી. લે તારી પોથી. (સુદામા જીને પોથી પાછી આપે છે)

સુદામા—ઠાકોર! આ ડુચામાં કાંઇ માલ નથી. એ તો નરા લઘરા છે. મારા અંગ ઊપરથી ભલા થઇને ને ન ઉતારો.

બીજો ચોર—મેધા! દયા ડાકણને ખાયસે, હમજયો ને. દયા કરીને સોડીએતો તે આપાણનેજ આડી આ વે. બાંધ્ય એની પાઘડીએ એના હાથ, નીકર હું બાં ધુંસું.

સુદામા—બાપજી! મને શા સારૂ બાંધોછો. હું તમારૂં નામ પણ નહિ લઉ, ને કોઇને કહીશ પણ નહિ. મને જવા દેશોતો કલ્યાણ થસે. મારા છોકરા છૈયાં મારી વાટ જોઇ રહયાં હશે!

(છોડી દેવાને માટે સુદામાજી બહુ બહુ કાલાવા

લા કરે છે. દીન વચન બોલે છે, પણ ચોરને કશી અસર થતી નથી તેથી બાંધીને ચાલ્યા જાય છે.)

ચોર બીજો—ચાલતા ચાલતા)બચારૂ ભરામણ ભા ઈખરૂંને. તે જરા આંઠ દેખાડી એટલે બીજ્યું. ચાલો આપણે તેનો લબાસો ફેંદીએ. અહિં હવે કોણ આવસે? (ચોરો એક ઉંડા કોતરમાં ઊતરીને સુદામા જીનો લબાચો ફેંદે છે.)

સુદામા—[સ્વગત] હવે મને પ્રભુ વિના કોણ છોડા વશે? કથા કરવાની પોથીતો સારે નશીબે રહી. ગેલાં લધરા સરખાં લુગડાં અને અંગ ઢાંકવાના ગાભા પણ દયા હીણ—રાક્ષસોએ જતા ન મુકયા. હે પ્રભુ! હવે હું શું કરૂં? [પોતાના બંધ છોડવાની તજવીજ કરે છે પણ બંધ છુટતા નથી. એટલામાં કેટલાક વટેમાર્ગુ આવી પહોંચે છે અને સુદામાજીને બંધનમાંથી મુક્ત કરે છે, એટલે તેઓ ઊજેણ નગરીનો રસ્તો લે છે.)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—ઊજજેણ નગરી.

(સુદામાજીની ઝુપડી.)

"ગાનારાં ગાય છે-"

(લલિત)

અન તાણાં નથી આજ તાકડા,
ટળવળે હરી બાળ બાપડાં;
હરકતો હરો હોંશથી હરી,
મહિપતી જશો બાળ આ મરી.

લક્ષમિદત્ત—માડી! માડી! ભુખ્યાં આંખે અંધારાં આવે છે. પેટમાં હાથ હાથના ખાડા પડ્યા છે અને બો લવાનો આય પણ નથી રહી. હવેતો કકડો રોટલો આપ્ય કે પાવળું જાવળું પાતો ઠીક, નહીંતો આપણાતો રામ રમી જશે!

સોમનાથ—ઓ! મા, ભાઇના કરતાં ભુખથી મને બહુ બહુ સંકટ થાય છે. મારૂં સંકટ હું જાણું કે એક ભગવાન જાણે.માડી! તને હું શું કહું? ભુખથી પગ ઠરતો નથી, લથડીઆં આવે છે ને ઊભાં પણ રહેવાતું નથી. માથામાં ચક્કર આવે છે અને ભુખથી પેટની અંદર કાંઇ કાંઇ થાય છે. ઓ! હુંતો આ પડ્યો! (આંખે અંધારાં આવવાથી સોમદત્ત ભોંયપર પડી જાયછે.)

અનપૂર્ણા—ઓ બેટા! તને એકાએક આ શું થઇ ગયું! મારા વહાલા ઇશ્વર તારૂં રક્ષણ કરો! હરી હવે હું શું કરીશ? અરે! કોઇ ધાઓ અને મારા વ્હાલા બચ્ચાંને બચાવો! શિવ! શિવ! શિવ!

પાર્વતી--માડી! ભાઇને આ શું થઇ ગયું? અરે! એનો સ્વાસતો ઘુંટાય છે. એની કોઈ આંખ દાબો રાખો. માડી! દોડ. આંખના ડોળાતો જાણે નીકળી પડ્યા!

અનપુર્ણા--આ આવી બેટા! આંધળાની આંખ અને પાંગળાંની પાંખ! તારા વડેતો હું જીવું છું. (એમ કહીને સોમનાથની આંખે પાણી છાંટેછે અને બીજા ઊપચાર કરેછે).

લક્ષમીદત્ત-માડી! ભલીથઇને એક પાવળું રાબડી પા. જરા જીવને ભાડું મળે! તનેકાંઇપણ દયા નથી આવતી?

[રડતો જાયછે અને અડવડીયાં ખાતો પોતાની માતાના લુગડાંનો છેડો ઝાલીને દીન વચનથી પોતાનું દુઃખ રડે છે, એટલામાં સુદામાજી આવી પહોંચેછે, તેમને જોઇને]

પાર્વતિ--માડી! ઓ માડી! આ મારા બાપા પણ આવ્યા. તું ગભરાઇશ નહીં. આ આવ્યા જો!

અનપુરાણા--(પોતાના પતિને લુંટાએલી--હાલ હવાલ હાલતમાં જોઇને.) અરે. નાથ! તમારી આ શી દશા! નથી માથે પાઘડો કે નથી અંગ ઉપર વસ્ત્રનો એક ફાટયો તુટયો પણ કકડો! તુંબડીને ઝોળી પણ નથી. પ્રાણ નાથ! આ શું? હરિ!તારા કોપની તે હદ હશે કે નહિ!

સુદામા—શું કહું કલ્યાણી! નશીબમાં નવટાંક ન હોય ને શેર લેવાના લોભથી ધાય તે ગાંઠનું ગોપી ચંદન પણ ખોઇ બેસે. નશીબ બે ડગલાં આગળને આગળ. ધનપાળશાની લાંબી આશાએ ગએલો, તે આશા ભંગ થઇ. ધનપાળશા પરલોક વાસી થયા. માર્ગમાં ચોર મળ્યા. તેનું અપમાન ખમીને ઘેર આવ્યો. એ આપણાં આગળાં નશીબની વાત છે. (સોમનાથને મુર્છાવસ્થામાં જોઇને) પણ આશું? વહાલી! બેટાને અચાનક આશું થઇ આવ્યું? કેમ બોલતો નથી? શિવ! શિવ! શિવ! હવેતો હદ્દ થઇ! રોજ રોજ ઊઠીને આવા દેખાવ જોવા તેના કરતાં મોત આવેતો બહુ રૂડું.

સોમનાથ—(ભાન આવવાથી જરા જરા આંખો ઉઘાડીને) માત પિતા! તમે ગભરાશો નહીં. એતો જરા આંખે અંધારાં આવ્યાં હતાં તેથી પડી ગયો અને જીવ નિધાન જતો રહયો. મને કાંઇજ નથી. (અનપુ-

ણાને રડતી જોઇને) માડી! તમે ન રડો! પાર્વતીબા જરા પાંણી પા જોઇએ? ગળામાં કાંટા પડે છે.

અનપુરણા—(ધૈર્ય આવવાથી) પ્રભુ! તેં આ સમયે તો નિશ્ચય વા'ર કરી. મારા પ્રાણથી અધીક વ્હાલાં એવાં રત્નને મોતના ડાચામાંથી ઉગાર્યું. (સોમનાથને પાણી પાતાં પાતાં ગાલપર બોકી કરે છે.)

સુદામા—કલ્યાણી! હવે આપણે શું કરવું? હવેતો બાપડાં બાળકોનું સંકટ નજરે જોવાતું નથી. મોત પણ આપણાથી દુર નેદુરનહાસતું ફરેછે! બાપડાં છોકરાંઓ ભુખના દુઃખથી બે હાલ થઇ ગયાં. આપણાં આ વહાલાં બચ્ચાંઓ અન્ન વગર આપણી આંખ આગળ મરણ પામે, એ ભય ભરેલો દેખાવ આપણાથી કેમ જોયો જાય? હવે શું કરવું એ મને સુઝતું નથી. આ બચ્ચાંને મરવાજ દેવાં અને આપણે બેઠાં બેઠાં ટગર ટગર જોયાં કરવું? શિવ! શિવ! શિવ! આ સંકટતે કેમ સહન થાય?

અનપુર્ણા—તમે શું કરો, મારા પ્રાણનાથ અને હું પણ શું કરૂં! તમેતો બે પૈસા પ્રાપ્ત થાય તે સારૂં યજમાનમાં ગયા અને તેમાંથી આવી અવળી વાત થઇ તેમાં તમારો શો વાંક. વાંક વિધાતાનો કે તેણે આપણા નશીબમાં અવળો આંક લખ્યો!

સોમનાથ—(ભુખથી ગભરાઇને) બાપા ઓ માડી! ક્ષુધાથી પાછાં આંખે અંધારાં આવે છે. અરે? મને કોઇ પકડી રાખો! આ પડી ગયો હો! [સોમનાથ ભોંય ઉપર ચિતોપાટ થઇને પડે છે. તેને અનપુરણાને

સુદામાજી પકડી લે છે! ]

પાર્વતિ—માડી! હવેતો હદ થઈ! તમે બેઠાં બેઠાં જોયાં કરોછો ને ભાઇનો તથા અમારો ભુખથી જીવ જાય છે. મારાથી પણ હવે નથી રહેવાતું. એક કકડો રોટલનો દે. રોટલો ન હોયતો પછી ભડકું પા, પણ ઓ માવડી! વહાલા બાપા! ભુખથી નથી રહેવાતું. (રડી પડે છે.)

અનપુરણા—રડના બાપુડી! ભાઇના માથા આગળ ઉભી રહીને ના રડ. તેનો જીવ ગભરાસે અને વળી કાંઇક થઇ જશે.

લક્ષ્મિદત્ત—મારાથી પણ નથી રહેવાતું માત પિતા ધૈર્ય રાખીને અત્યારની ઘડી સુધી રહ્યો પણ ધૈર્યની એ હદ હોવી જોઇએ. પેટમાં ગુચળાં વળેછે અને આંખે તમર આવેછે. ભલી થઇને એક મુઠો તો આપ!

અનપુર્ણા—હું ક્યાંથી આપું મારા વ્હાલા! તમારાં વચન તીર સમાન મારૂં કાળજું વિંધી નાખેછે. હરિ, તમારૂં સંકટ હરો. ચાલો બચ્ચાંઓ. વહાલા સ્વામિ આવો આપણે કરૂણાસિંધુ ભગવાનની સ્તુતિ કરીએ, એટલે તેઓ આપણાપર કરૂણા કરીને વારે ચડે.(સુદામાજી, અનપુર્ણા અને તેમનાં છોકરાંઓ સાથે મળીને ઇશ્વર સ્તવન કરેછે).

"પદ"

શામળીઆજી, સંકટ ક્યાં સુધી સ્હેવું?
રીબાઇ રીબાઇને રહેવું. શામળી. [ટેક]

પુરૂષારથપર ફેરવી પાણી,
 લહેણું હોય તે લેવું. શામળીઆ૦ ૧
ગરીબ નિવાજ વિના ગરીબાઇનું,
 કષ્ટ કોની કને કહેવું. શામળીઆ૦ ૨
રાંક હાલતમાં રોજ રીબાઈ,
 રોઇ રોઇને રહેવું? શામળીઆ૦ ૩
જીવતર અન વિનાનું જદુપતિ,
 જાય જનાવર જેવું. શામળીઆ૦ ૪
ભટકીને મરવાનું આથી ભલું છે,
 દુનીઆનું નથી દેવું. શામળીઆ૦ ૫
ત્રીવીધી તાપ હરી દો ત્રીકમ,
 ત્રેવડ કરી સુખ તેવું. શામળીઆ૦ ૬
ભાવે ભવાની હું રાખી ભરોસો,
 શ્રી હરિ ચરણને સેવું. શામળીઆ૦ ૭

(પ્રાર્થના પુરી થાય છે એટલામાં ઓ! ઓ! કરતા બે પરોણા સુદામાજીની માતુશ્રીની કાંણે આવેછે તેમને વેગળેથી જોઇને)

સુદામા—પ્રિયા! જો પેલા પરોણા કુડવો મુકતા આપણે ઘેરકાંણે આવેછે. ઉભી થાને જાનહેલી જઇને આ રોતાં કકળતાં બાળકોને એકાંતમાં લઇ જઇને શાંત કર, નહીં તો લજ્યા જશે.

(પરોણા આવીને સુદામાજીના આંગણાંમાં રોતા રોતા બેસેછે)

હરિદત્ત! ઓ! ઓ! ઓ!

સુદામા—છાના રહો ભટજી! છાના રહો.

ભીમદત્ત—મારાં ગંગા સ્વરૂપ માજીરે! ઓ! ઓ! ઓ!

સુદામા—હવે રાખો ભટજી બહુ થયું. બનનાર વાત હતી તે બની રહી, રોયે કાંઇ આવનાર છે? માતુશ્રી મરવા જોગ હતાં ને મરી ગયાં. એતો વખતવાર કહેવાય. છાના રહો ભટજી! છાના રહો.

હરિદત્ત—ગજબ થયોરે માવડી! ઓ! ઓ! ઓ! (થોડીવાર આવી રીતે રડેછે ને પછી સુદામાજી સાથે ઘરમાં પ્રવેશ કરેછે.)

હરિદત્ત } ભીમદત્ત } ભટજી! તમારે તો ડોશી મરતાં બહુ અવળુ થયું! કેવો માજીનો સ્વભાવ! એવાં માયાળુ માતાજી તો ભાગ્યશાળીનેજ મળેછે.

સુદામા—હોય ભટજી! નામ તેનો નાશ હોયછેજ. જન્મેછે મરવા માટેજ, એનો શોગ શો કરવો? કેડ બેડ છોડી નાખો ભટજી, અને જરા આરામ લો. બહુ દુરથી આવ્યા હશો તેથી પરીશ્રમ લાગ્યો હશે,

હરિદત્ત } ભીમદત્ત } અરે! આરામને બારામ. અમારે ગામડીઆંને આરામ શો. શહેરમાં જરા કામકાજ છે તે કરી આવીને હમણાંજ આવીએ છીએ.

સુદામાજી—પધારો ભટજી! વહેલા પધારજો.

હરિદત્ત } ભીમદત્ત } અરે! આ આવ્યાને! (પરોણાઓ ગામમાં કામ કાજે જાયછે અને સુદામાજી ઘરમાં પ્રવેશ કરેછે.

———

## પ્રવેશ ૮ મો.

સ્થળ--સુદામાજીની ઝુંપડી.

[ગાનારાં ગાયછે]

"પદ"

પ્રભુ ભવ પાર ઊતારો,
હાથ ગ્રહીને અમારો. પ્રભુ૦ [ટેક]
આ સંકટમાંથી અવિનાશી,
ઊગરવા નથી આરો. પ્રભુ૦ ૧
દુઃખ દરીઆ મધ્યે હરિ ડુબતાં,
તરત મદદ દઇ તારો. પ્રભુ૦ ૨
વીત્ત વિના શ્રી હરિ વરતાતો,
આ સંસાર અકારો. પ્રભુ૦ ૩
ભાવિક ભક્ત જનોને ભવાની,
મદદ વિના નવ મારો. પ્રભુ૦ ૪

સુદામા નિશ્વાસ નાખીને) પ્રિયા! હવે પ્રતિષ્ટા જવા નો સમય પાસે આવી પહોંચ્યો. આંગણે બે મ્હેમાન આવીને ઉભાછે, ને ઘરમાં અન્નનું નામ નથી. આવી હાલતમાં જીવવા કરતાં આત્મહત્યા કરવી હજાર દર જજે સારીછે. હું તો હવે આ ચાલ્યો, મરવાને માટે. તમારૂં પ્રભુ રક્ષણ કરો!

અનપુરણા-(પોતાના પતિને પકડી રાખીને) વહાલા! વહાલા! આશું થયું છે તમને! જ્ઞાતા પુરૂષની આવી ગ તિ! આપના મ્હોમાંથી આવાં વેણ નીકળે? અને તે આવી અડાકડીની વેળાએ. જે વેળાએ બાપડાં બાળકો

ને અને તમારી રાંક સ્ત્રીને માથે ઢાંકણની જરૂર છે, તેવા કસમયે તમે અમારાથી છુટવા માગો છો? એમ ન જ બને મારા વહાલા! આ તમને શું સુજ્યું છે. જરા ધૈર્ય રાખો. પ્રભુ લાજ રાખશે-

સુદામા--ધૈર્ય રાખું? હવે ક્યાં સુધી ધૈર્ય રાખીને લાજ લુટાવું? હમણાં જે પળ જાય છે તેમાં પરોણા આવીને ઉભા રહેશે, તેમને શું મ્હોડું બતાવીશ! પ્રતિષ્ઠા જાય તેના કરતાં પ્રાણ ત્યાગ કરવો વધારે પાલવે. મને જવાદે. ભલી થઇને જવાદે, વિલંબ ન કર, અને આ સંકટમાંથી મુક્ત થવા દે.

અનપુરાણા--[પકડી રાખીને] પતિ! મારે માટે નહિ તો આ નિરદોશ બાળકોને માટે કરૂણા કરીને આવો હલકો વિચાર કાઢી નાખો. ધૈર્ય રાખો! લાજ હરી રાખશે. દાંત દીધા છે તેથી ચાવણાના ઊચાટ પણ શ્રી હરીનેજ છે. સાચું માનજો વહાલા સ્વામિ! મારી પાસે વાલનું વેળીયું હશે ત્યાં સુધી તમારે માથે વેળા નહીં પડવા દઊં. આ લ્યો. આ કાંચળી વેચી આવો ને જે ઊપજે તેનું જોઇતું અનાજ લઇ આવો, એટલે રસોઇનો આરંભ કરૂં.

સુદામા—આવો દિવસ! સ્ત્રીની કાંચળી વેચીને તે ઉપર ગુજારો ચલાવવાનો દહાડો! પ્રિયા હવે તો હદ્દ વળી. ગમે તે થાય પણ હું મારે હાથે મારી પ્રિયાની કાંચળી વેચવાને ભર ચોટામાં તો નહીં જાઊં. હરીને કરવું હોય તે કરે. (એટલામાં અનપુરાણાનો ભાઇ આવે છે તેને જોઇને)

પાર્વતિ--માડી! ઓ માડી! આ મારો મામો આવ્યા.

સોમનાથ--(શુદ્ધીમાં આવીને) ક્યાંછે બહેન! ચાલો આપણા મામા આગળ. મારે માટે કાંઇક ખાવાનું લાવ્યા હશે જો (ઘરમાં પ્રવેશ કરેછે)

સુદામા--આવો શુકલજી! નમસ્કાર! કુશળ તો ખરા!

પ્રેમદત્ત--હા, ભટજી! તમ દીઠે વિશેષ.

અનપુરણા--[આશ્ચર્ય પામીને] આવ્ય, ભાઇ આવ્ય. ભલે આવ્યો. (બે હાથે ઓવારણા લે છે) જીવતો રહે ને શો વરસનો થા. આજે ક્યાંથી ભુલ્યો પડયો ભાઇ! ઘણે દહાડે બહેનની ખબર લેવાને નવરાશ આવી?

પ્રેમદત્ત--એ શું બોલેછે બહેન! ભુલ્યો પડયો? હું વાર તહેવારે કે ટાંણે ટચકે નથી આવતો તારે ઘેર કે આમ કરડાકીમાં બોલેછે? આજે “વીરપસલી”છે તે ઉપર મને માત પિતાએ તારી પાસે મળવાને મોકલ્યોછે. બહેનના હાથનો કસાર જમ્યાને આજ ઘણા માસ થયાછે, તેથી વિચાર થયો કે લાવ્યને બેહેનના હાથની રસોઇ જમી આવું ને મળતો આવું.

અનપુરણા--ભલે આવ્યો, મારા માડી જાયા વીર. કમર છોડી નાખ્ય, એટલામાં તારા પગ ઝારવા માટે પાણી ઉનું મુકું છું. બહુ પંથ થવાથી થાકી ગયો હઇશ.

લક્ષ્મિદત્ત--મામા! મામા! મારે માટે કાંઇ લાવ્યા છો કે? મને ભાતું તો બહુ ભાવેછે.

પાર્વતિ--મને ત્યારે કાંઇ નહીં આપોને!

(સોમનાથ બચકાને વળગી પડે છે અને છોડવા માંડેછે)

અનપુરણા--પુત્રી! આ શું કરોછો. રઘવાયા ન થાઓને જરા ધીરા પડો.

પ્રેમદત્ત--લ્યો, ભાઇ! તમારે માટે મગજના લાડવા અને બીજું સારૂ ભાતું અને નવાં નવાં કપડાં લાવ્યો છું, તથા બહેન, તમારે માટે માત પિતાએ પાંચ રૂપૈયા રોકડા, ત્રાણ લુગડાં અને એક કોથળી મોકલી છે; અને ઘણા ઘણા આશિર્વાદ સાથે ખબર અંતર પુછીછે.

અનપુરણા--(ગળગળી થઇને) ન પુચ્છે મારા વહાલાં માવતર અને તારા સરખો માડીજાયો વિર. વિર થઇને એકની એકરાંકડી બહેનની ખબર ન પુચ્છે? લ્યો ભઇ! જરા વિશ્રામ લ્યો ને હું નહાઇને રસોઇનો આરંભ કરૂં છું.

સુદામા--હા હવે ભટજી તમે--જરા આડે પડખે થાઓ. ભટજી! તમારે તો અમારી મોટી ઓથછે. તમે સારાં સગાંછો, તેથી આવી રીતે અમારી ખબર અંતર લ્યોછો. સારાં સગાંનો પણ લહાવછે.

પ્રેમદત્ત--એવું શું બોલોછો ભટજી! તમારાથી અમારે શું વધારેછે.

(બાળકો મગજના લાડવા વગરે ભાતું હોંશથી ખાતાં જાયછે, કુદકા મારતાં જાય છે અને અહિં તહીં દોડા દોડ કરેછે. અનપુરણા ઘરની અંદર જાયછે અને સુદામાજીને સાન કરીને અંદર બોલાવેછે).

અનપુરણા--વહાલા પતિ! હરિએ અંતની ઘડીએ

આપણી લાજ રાખી. આ લ્યો પાંચ રૂપીઆ, અને મરજીમાં આવે તે સરસામાન લઇ આવો, એટલે હું રસોઇ કરવા માંડું.

સુદામા—આ ચાલ્યો કલ્યાણી! હરિ વાર ન કરેતો બીજું કોણ કરે. આપણા સરખાં નોધારાનો આધાર એક અવિનાશીછે. એ અવિનાશીની મહેર ન હોત તો ક્યારનાય આપણે મરી ગયાં હોત. લે હું જાઊછું, તું નહાઇને આ સ્વયંપાકમાં જા, હમણા પેલા પરોણા પ ણ આવી પહોંચશે.

અનપુરણા--આ ચાલી પ્રાણ નાથ! (અનપુરણા રસોઇ કરવા માટે નહાવા ઊઠેછે, અને સુદામાજી ચોટા માં સીધુ--સામાન લેવાનેમાટે જાયછે. ઘડી બે ઘડીથાયછે ત્યાં સર સામાન ઘરમાં લઇઆવીને રસોઇ કરવાને માટે આપેછે એટલે અનપુરણા રસોઇ કરવા માંડેછે, એટલા માં મહેમાનો પણ આવી પહોંચેછે તેમને).

હરીદત્ત, ભિમદત્ત—સુદામાજી! હવે જમવાને કેટલી વાર છે? અમારે જમીને તાકીદથી ચાલવાનું છે.

સુદામા—કાંઇજ વાર નથી ભટજી! નહાઇ લ્યો. રસોઇ તઇયાર છે.

હરિદત્ત, ભીમદત્ત—હા, ચાલો. (મહેમાનો તથા સુદામાજી-નો સાળો ન્હાઇ લે છે, એટલામાં અનપુરણા આવે છે.

અનપુર્ણા—પ્રાણનાથ! આપ ન્હાઇને સ્વયંપાકમાં પધારો એટલે આપની પાદ પુજા કરીને આપની સાથે છોકરાંને જમવા માટે બેસાડું.

સુદામા—હું નહાઇને મ્હેમાન સાથે આવુંછું પ્રિયા? પણ અમારી વાટ જોઇને છોકરાંને ભુખ્યાં ન ટળવળાવ.

અનપુરણા—જેવી આજ્ઞા સ્વામિનાથ!

(સવયંપાકમાં જાય છે.)

સોમનાથ—માડી? મને પ્હેલું પીરસને! ભાઇના કરતાં મને વધારે ભુખ લાગી છે.

પાર્વતિ—અરે! મારા પેટમાં તો કુવા પડ્યા છે ને આંખે અંધારાં આવે છે માડી!

લક્ષ્મિદત્ત—અરે! આજતો પેટ ભરીને ખાવાનું છે! (ઠેકડા મારે છે ને ખાવાને માટે ટળવળે છે.)

અનપુર્ણા—[સ્વગત] બાપડાં બાળકો ક્યારનાંય ખાવાને માટે ટળવળે છે. પ્રભુએ આ ત્રણ દહાડે અન્ન ભેગાં કરયાં છે. બાપડાં છોકરાં ભુખથી મરવા પડયાં હતાં. મોટાં માણસતો ગમે તેમ કરીને ચલાવે, પણ ન્હાનાં બાળકો કેવી રીતે નભી શકે? ભલું થજો મારા ભાઇનું કે તેણે આવીને ત્રણ દહાડે અમને અન્ન ભેગાં કર્યાં, નહિંતો પ્રતિષ્ઠા કુળ ભેળી થાત અને બાળકો ટળવીને મરી જાત. પ્રભુ છે ને! પ્રભુ કોઇના વેચી ખાધો છે? (ચાહુન) એટલાં ઊતાવળાં ન થાઓ. વ્હાલાંઓ! તમને સઘળાંને સાથેજ ખાવા આપુંછું. આ તમારા પિતાને મહેમાન પણ આવી પહોંચ્યા. (મ્હેમાનને લઇને સુદામાજી સ્વયંપાકમાં પ્રવેશ કરે છે, ને સર્વે જણા સાથે જમવા બેસે છે.)



## પ્રવેશ ૯ મો.

સ્થળ—સુદામાજીની ઓરડી.

[ગાનારાં ગાય છે.]

પદ.

પ્રેમથી કરો પ્રણામ આ પતિવ્રતાને,
વાહુવાહુ એવી વનીતાને. પ્રેમથી [ટેક].
કષ્ટ સહે કંથ તણી ચાકરી કરીને,
પતિને પ્રભુ પદે પિછાણે. પ્રેમથી. ૧
રોષથી ભરેલ પતિને સતિ રીઝાવે,
ગુણવંતિ ગુણ તણા ગાણે. પ્રેમથી. ૨
પતિસાથ જાર તણું જાળું પીએને,
માણવી મુકે સહુ મજાને. પ્રેમથી. ૩
મતિ હીણ કંથ નશીબે કદી મળે તો,
અંતરે ન એક દોષ આણે. પ્રેમથી ૪
ઝંડથી અધીક પ્રાણનાથને પિછાણી,
જુજવા ન એક જીવ જાણે. પ્રેમથી. ૫
દેવિની સમાન સતિ નારી આ દિપે છે,
ખુદરતિ સ્વભાવના ખજાને. પ્રેમથી ૬
જાગતા કે ઉંઘતાં તે રોષના જણાવે,
અનીતિ કરે ન એ અજાણે. પ્રેમથી ૭
સેવ કરે દેવ તણા દેવ એ સતિની,
વિશ્વ એવી દેવિને વખાણે. પ્રેમથી. ૮
સંકટમાં દેખી સ્વામિ સંકટ સમાવે,
ભવાની ન ભોજન લે ભાણે. પ્રેમથી. ૯

સુદામા—કલ્યાણી! સતિ નારીના સ્વામિને સં- કટમાં પણ સુખ અને સ્હાયતા મળે છે. આ સંસાર જ સતિ નારીના સ્વામિને સ્વર્ગસમાન છે. મેં પેલે ભવ મહા મહા પુન્ય કરેલાં કે તારાસરખીમહા સતિ નારી મને મળી છે. વહાલી! તારા વહાલનો છેડો નથી. તારા ટેકા વગર પળમાત્ર આ પૃથ્વિપર હું વસી શકું નહિ. પરંતુ પ્યારી! આવાને આવા સંકટમાં તને કયાંસુધી રીબાવી રાખીશ! મારે લીધે તને આ સંસારનું કાંઇજ સુખ મળ્યું નથી. મારી સંગતના બદલામાં તેં તારા આગામ સુખનો ભોગ દીધોછે. મારો હાથ ઝાલીને તેં અને અભાગીઆં બાળકોએ સંસારનો લહાવો લીધો નથી. માત પિતાના ઘરનું સુખ મુકીને મારી ઝુંપડી- માં મને સુખી કરવાને માટે અંતની ઘડી સુધી તું વસી રહીછું, પણ સતિ! હવે હું તને સંકટમાંથી થોડા દહાડા છોડાવવા માગુંછું, તારો ભાઇ ચાહી ચલાવીને મળવાને બ્હાને તને તેડી જવાની તાણ કરે છે તો ભલી થઇને બાળકોને બે દીવસનો સુખમાં નાખ ! આ ઝુંપડી અને આ તારો દરિદ્રી ભરથારતો હમેશના નશીબે વ્હોલાજ છે. મારા એકને માટે તમે સઘળાં દુ:ખી ન થાઓ. તમને સુખી જોઇને હું પણ સુખી થઇશ. માટે ભલી થઇને તું તારા ભાઇની સાથે પી- યર જા અને સુખ ભોગવ. હું મારા નશીબમાં હશે તે કરીને ગુજારો કરીશ, પણ તમારૂં સંકટ નજરે જોયું જાતું નથી. ભલી ભામની! ભલી થઇનિ મારૂં માન.

અનપુર્ણા--આ શું બોલોછો, મારા માથાના મુકુટ! હું તમને ભય ભરેલાં સંકટમાં આ સમયે છોડું, અને છોડીને સુખ ભોગવવાની લાલચે પીયરમાં જઇને વસું; એવું આજ સુધી કદી બન્યું છે કે તમે આમ બોલીને મારૂં પાણી જુઓછો. માત પિતાને મેડીમ્હોલાતો, વાડી વજીફા અને સુખ સંપત્તિની સાહેબી હોયતો તે જોઇને આંખ ઠરે, પણ વીપત્તિ સાગરમાં પોતાના વ્હાલા પતિને વિલો મુકીને સુખ માણવાના ઇરાદાથી સાસરૂં તજી જે વનિતા પીયર સિધાવે એ વનિતા નહીં પણ વાંદરીછે! પંચ દેખતાં મેં તમારો હાથ ઝાલ્યો, અરસપરસ સુખ દુઃખ સરખે ભાગે વેહેંચી લેવાને પ્રિયા પિયતમની પવિત્ર ગાંઠથી અંતની ઘડી સુધી આપણે બંધાણાં, ને હવે એ કસર તોડીને તમને હું આવા પરિતાપમાં તજી જાઉં તો આ લોકમાં અને પરલોકમાં મારૂં કલ્યાણ ન થાય. માટે તમારે આવી વાત ફરીથી છેડવીજ નહીં. સત્ય બોલું તો ભાઇ ભોજાઇ ને માત પિતાના ભલામાં તેઓ આપે તો મારો ભાગ છે પણ હક્ક નથી. હકતો છે તમારા સુખ દુઃખમાં સંસારના કાયદા કાનુંથી. લોક લજ્યાએ ભાઇ ભાંડુ અને મમતાને લીધે માત પિતા બ્હેન દીકરીને જાણે તે એમની વડાઇ છે, પણ મારો કાંઇ તેમના ઉપર દાવો ચાલતો નથી, માટે મભુ મભુ કરો.

સુદામા—સતિ! તને ધન્ય છે. પતિવ્રતા નારીના મ્હોઢામાંથી આવાંજ વચન નિકળે. હે, કલ્યાણી! તારાં તે હું કેટલાં વખાણ કરૂં? એક પતિવૃતા પતિન કે-

વી હોય છે? સાંભળ

[વસંત તિલકા)

ખાવા મળે ના કદી જાર ઓરી,
વા ઓઢવાને ચિર સાડિ કોરી;
એવે સમે સંકટ આપ સ્હેતી,
ડાહ્ડી પતીને ધિર ધાટિ દેતી.

પ્રિયા તારા સરખી પતિવૃત્તા પતિપર પ્રભુ પ્રસન્ન રહો. પણ પ્રિયા! તારો ભાઇ ઘેર જવાને ઊતાવળ કરે છે તેને સમજાવીને બે દહાડા રાખ્યતો સારૂં એ ફરી ફરીને ક્યાં આવવા બેઠા છે?

અનપુર્ણા—પણ પ્યારા! તમે નથી જાણતા કે મારા ભાઇને પાણી પીવાનીએ ઘર આગળ અવકાશ નથી. એવા એક કામ કાજમાં ગુંચવાએલા ભાઇને વધારે દહાડા રોકી રાખવો એ ઠીક નથી. એની મરજીમાં આવે એટલા દહાડા રહે તેમાં આગ્રહ શો? (દુરથી આવતો દેખીને] અરે! આતો તૈયાર થઇને આવે છે ને! (એટલામાં અનપુરાણાનો ભાઇ આવી પહોંચે છે]

અનપુર્ણા—આવ્ય ભાઇ તેં તો તૈયારી કરીને! આટલી બધો શી ઊતાવળ છે? રાંક બ્હેનની ઝુંપડીમાં શ્રીમંત ભાઇને નહીં ગમતું હોય તે કેમ રહે?

પ્રેમદત્ત—બ્હેન! તું એમ ન બોલ. તું જાણતી નથી કે ઘર આગળ વૃધ્ધ માત પિતા એકલાં છે ને તેથી મારે અહિં રોકાવું ન પાલવે? માટે ભટજી પાસેથી રજા અપાવ્યતો ચાલવા માંડું. અહીં કામ ધંધા

વિના એક દિવસ મને એક વર્શ સરખો લાગે છે.

અંનપુર્ણા—તું ક્યાં વારમવાર આવવા બેઠોછું ભાઇ! રાજી ખુશીથી બે દહાડા રહેતો અમે રાજી થઇએ. તારા ઉપર અમારૂં મન તણાય છે તેથીજ આટલી તાણ કરીએ છીએ. બીજાને આટલો આગ્રહ કરાય? તારાથી અમારે શું વધારે છે વહાલા વિર!

સુદામા—બે દહાડામાં કાંઇ ખાટું મોળુ થવાનું નથી બટજી! તમારા સમાગમથી અમને પણ આનંદ મળે છે. માટે ઝાઝો આગ્રહ ન કરાવો, અને અમારૂં મન રાખવાની કૃપા કરો.

શિવદત્ત—હું આગ્રહ નજ કરાવું બહેન! બટજી; તમે પણ સમજુ થઇને શું બોલોછો. હું શા સારૂં આગ્રહ કરાવું. આ કાંઇ પારકું ઘર છે? મારૂં પોતાનુંજ છે એમ હું માનુછું. માટે તમારો પરેમ છે તો વળી બીજીવાર મળીશું, પણ આ વેળાએ તો રજા આપવાની મહેરબાની કરો. હેત કાંઇ વધારે દીવસ રહેવાથી વરતાતુ નથી. માટે ભલા થઇને રજા દો હું ખોટી થાઉછું.

સુદામા—ઠીક બટજી! જેવો તમારો ભાવ તમારી મરજી નથી ત્યારે બળાત્કારથી રાખીને તમારૂં કામ બગાડવુ એ અમારો ધર્મ નથી. પધારો બટજી! તમારાં માતુશ્રીને અને પિતાજીને મારા યથા યોગ કહેજો, અને વળી સારા કામે વ્હેલા વ્હેલા પધારજો.

અનપુરણા—ભાઇ આવજે. માત પિતાને મારૂં પાયે લાગણું, ભાભીને આશિર્વાદ કહેજે અને છોકરાંને રમડાજે.

શિવદત્ત—વારૂ બ્હેન! ભાણીઆને જાળવજે. ભટજી નમસ્કાર!

સુદામા—નમસ્કાર ભટજી! કરો માંગળીક!

(શિવદત્ત મળી ભેટીને પોતાને ગામ જાય છે).

---

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ સુદામાજીની ઝુંપડી.

"ઉદ્યોગી પુરૂષ સિંહ જેવો છે, તેને લક્ષમિ આવીને મળેછે. દૈવમાં હશેતો મળશે એમ નિચ--નરાળ પુરૂષ માત્ર કહે છે. દૈવને હણીને પોતાના બળથી પુરૂષત્વ કર."

(નીતિ શાસ્ત્ર.)

સુદામા—(સ્વગત) શિવ! શિવ! શિવ! સ્વારમાં ઊઠી ને રોજ ઉદર પોશાણના સંતાપ એ કાંઇ થોડું સંકટ છે? એ સંકટ કરતાં તો શુળીનું સંકટ સારૂં. આજ ત્રણ દાહાડાના કડાકા થયા છે. રાંકડા બાળકો અન્ન અન્ન કરતાં રડે છે. સ્રીએ ઘરની લાજ રાખવામાં મણા ન મુકી, તેનાથી થાય તેટલુ તે કરી ચુકી, હવે મારે તેનો શો વાંક કાઢવો? તે બિચારીથી થાય છે તેટલુ કામ કાજ કરેછે, પણ જ્યાં ભાગ્ય દોરીજ રૂઠી બેઠી ત્યાં તેનો અને મારો શો ઇલાજ? મારે સ્ત્રી, છોકરાંને શું મ્હોડું બતાવવું? આજ ત્રણ દીવસ તો ગમે તેમ કરીને લીધા પણ આજનો દહાડો નીકળવો મુ

શકેલછે. અરે! આ કોણ આવેછે? એતો મારી રાંક સ્ત્રીજ તો! એના વગર બીજું કોણ હોય. જીવ, જો તો ખરો! જંજાળથી ચંદ્રમુખીનું મુખડું કેવું ઝાંખ મારીને કરમાઇ ગયુંછે? અરે એતો આ આવીને! (અનપુરણા આવી પહોંચેછે. તેને જોઇને) આવ્ય પ્રિયા! આવ્ય. હમણાજ હું બેઠો બેઠો આપણી માઠી હાલતનો વીચાર કરતો હતો, એટલામાંતું આવી પહોંચી. કલ્યાણી! મને એકે વિચાર સુઝતો નથી. હવે હું શું કરૂં? તારી નેક સલાહની મને જરૂર પડી છે. ઘણી વાર મને ઊત્તમ સલાહ આપીને તેં વિપતીસાગરમાંથી પેલે પાર ઊતાર્યોછે. પ્રિયા! સ્ત્રી મળે તો સઘળા પુરૂષોને તારા સરખીજ મળજો.

અનપુર્ણા—વ્હાલાપતિ! તમે તમારા મુખમાંથી આવાં વચન ન કાઢો. દાસીનો ધર્મછે કે પોતાના પતિના સુખ દુઃખમાં એક સરખો ભાગ લેવો, અને આપત્તિકાળમાં અપાય એવો આશ્રય આપવો. સારી અથવા નઠારી હાલત વિષે વિચાર કર્યા કરવો તેના કરતાં ઊત્તમ રસ્તો એજ છે કે ભગવાન ઉપર પુર્ણ ભાવ રાખીને આપત્કાળમાં તેની મદદ માગવી. નશીબ વગર મળતું નથી અને ખવાતું પણ નથી. આપણા અદ્રષ્ટમાં ભુખનું દુઃખ લખેલું હશે તે ભોગવવું. ભોગવ્યા વગર કોડ વાતે છુટકો નથી. "લખી વાત મીથ્યા ન થાય લગાર" એ વચનત મે ન ભુલી જાઓ. પ્રાણનાથ! આપણી રાંક સ્થિતિ ઊપર અફશોસ કરીને મન બાળવું નહીં, પણ ઈશ્વરનો આભાર માનવો જોઇએ. પે

સા મળ્યા પછી પ્રભુ ઊપર પ્રેમ રહેતો નથી ને હરામના હાડકાં થઇ જાયછે. એશઆરામ, મોજમજા અને અનેક પ્રકારના વિષયાશકત થઇને અનીતિમાં ડુબવું પડે છે. તેથી તવંગર કરતાં આવી હાલત મન માનતીછે. હરઘડી ઇશ્વર યાદ આવે છે ને ભગવાનનું ભજન એકાંત મનોવૃત્તિથી થાયછે, પણ માણસનો ધર્મ છે કે ઉદ્યોગ કરવો. ઊદ્યોગ કરવાથી નશીબ યારી આપે છે એવું મહંત પુરૂષનું વચનછે.

"उद्यमेनसिध्यंतिकार्याणिनमनोहथै;
नमसुप्तस्यसिंहस्यप्रविशंतिमुखेमृगा.

અર્થ—ઉદ્યોગ વગર કાંઇપણ કામ બનતું નથી. સિંહતો મહાબળવાન વનરાજ કહેવાય છે, તે છતાં સુતાં સુતાં તેના મહોડામાં મૃગ આવીને, પડતું નથી.

સુદામા—પ્રિયા! ધન્ય છે તને કે આવાં બોધક વચન વદીને આવી દુઃખદ અવસ્થામાં તું મને ધૈર્ય આપી મારો ઊત્સાહ વધારી દેછે. પ્રિયા! તારૂં કહેવું યથાર્થછે. ઊદ્યોગ એ મનુષ્ય માત્રનો ખોરાક છે. ઊદ્યોગથી માણસ સુખી થાયછે, પણ તુંજ કેહેની? હું કયાં થોડો ઉદ્યોગ કરૂં છું, પણ ફળજ કયાં મળેછે. ચારે વેદ અને બીજાં અનેક શાસ્ત્ર મારી જીભની અગ્રેછે. મેં મારી જીંદગીનો ઘણો ભાગ વિદ્યાભ્યાસમાંજ ગાળ્યોછે, પણ આવો કંગાળ હાલતમાંથી મુકત થવાનો અવસર આવતો નથી, એ નશીબનો વાંક છે. મારો શીષ્યને પરમ મિત્ર શ્રીકૃષ્ણ કયાં ઉદ્યોગ કરવા ગયો હતો. તે

દૈવકૃપાથી દ્વારામતિના ધણી થઇને સુખમાં દહાડા કહાડે છે, અને હું રાંક હાલતમાં રીબા ઉછું. માટે દૈવ ધારેછે તેજ થાય છે અને માણસનું ધાર્યું કાંઇજ કામમાં આવતું નથી. મનુષ્ય માત્રને સારી સ્થીતિમાં આવવું ગમે છે પણ ભાગ્યદેવીના પ્રતાપથીજ તેની ચડતી પડતી થાય છે. દેશ ફરો, પરદેશ ફરો, પણ અવળું નશીબ હોય તે સવળું નજ થાય. નશીબ એજ મોટી વાત છે વહાલી!

અનપુર્ણા—પ્રાણનાથ! તમારૂં કહેવું ખરૂં છે, પણ તમે કયાં નથી જાણતા કે ઊદ્યોગ વગરના મનુષ્યને ભાગ્ય દેવી ફળ નથી આપતી. હાથ હલાવીએતો પામીએ. ભાણામાં આવેલાં ભોજનનો હાથે કોળીઓ વાળી મહોડામાં મુકી ચાવીને ગળે ઉતારીએ ત્યારેજ ક્ષુધા શાંત થાય, પણ હાથ પગ જોડીને બેસી રહીએ તો પેટ ન ભરાય. "फरे ते चरे" "करे एवुं मळे", માટે સ્વામિનાથ! મારી ઇચ્છા છે કે આપણી પડતી દશામાં આપણા સ્નેહિઓની આપણે સ્હાયતા માગવી. તમે મારા મહોડા આગળ ઘણીવાર કહેલું છે કે શ્રીકૃષ્ણની સાથે મારે પરમ મિત્રતાઇ છે, તો તેમનો આશ્રય માગતાં આપણા દારિદ્ર ઉભાં ન રહે. હમણા શ્રીકૃષ્ણનો વખતછે. તેઓ કરવા માગે તો આપણી બાબતમાં ઘણું કરી શકે એમછે. માટે તમે શ્રીકૃષ્ણપાસે એકવાર જાઓને નશીબ અજમાવી જુઓ એવી મારી અભિલાષાછે.

સુદામા—કલ્યાણી! તારૂ કહેવું ઘણે દરજ્જે યથાર્થ છે, પણ માન અને ટેક મુકીને હાથ જોડીને માગવું

એ મને ગમતી વાત નથી. હું શ્રીહરી આગળ રોજ હાથ જોડીને માગું છું કે—

"રાખ ટેકમાં હરિ હું પાડ માનુંરે,
પાડ માનુંરે હરિ હું પાડ માનુંરે. રાખ. (ટેક.)
મિત્રની કને સુઝાડના હરિ કદા,
માન મુકીને ભવાની માગવાનુંરે. રાખ."

વ્હાલી! શ્રીમંત મિત્રને રાંક મિત્ર જોવો ગમતો નથી, તેની તને ખબર નથી. તે દિન મિત્રને દેખીને શરમાયછે. ગરીબનેજ ગરીબ મિત્ર ગમેછે. કૃષ્ણ જ્યારે વિદ્યાર્થી તરિકે સાધારણ સ્થિતીમાં હતો, ત્યારે તે મને ચાહતો હતો એ ખરી વાતછે, પણ હમણાં તેની હાલત પલટાઇ જવાથી મારા સંબંધી તેના કેવા વિચારછે, તે મને માલમ નથી, પરંતુ સ્વભાવિક નિયમથી આપણે સમજવું જોઇએ કે શ્રીમંતાઇમાં ગરીબાઇનો ઝાંખો વિચાર આવતો નથી. માયાના મદમાં ડુબેલા એક મિત્રને માગવા કરતાં ભુખના દુઃખથી મરણ સહેવું એ વધારે ઉત્તમછે. એમ મારૂં માનવુંછે. ખરૂંછે કે મેં ન્હાનપણમાં કૃષ્ણ પર નાના પ્રકારના ઊપકાર કરેલા છે, એક લેખે હું તેનો ગુરૂ થાઊંછું. તે છતાં ટેક મુકીને આવા વરવા વેષથી કેડો જાદવો દેખતાં હું જાચવાને માટે જાઊં એ નહી બની શકે એવુંછે. શું એ મારી ગરીબાઇ જાણતો નથી? જાણેછેજ. ત્યારે મારી આવવાની વાટ શા સારૂં જોયાં કરે છે. "માગ્યાં તો મુક્તાફળ ગળે" છે પણ

તે શાં કામનાં, પ્રિયા! એ વાતનો મમત મુકીદે અને શ્રદ્ધાપુર્વક શ્રી હરિનું સ્મરણ કર, પછી જે થવાનું હશે તે થઇ આવશે.

અનપુર્ણા—સ્વામિ! મારા વહાલા સ્વામિ! તમે ભણેલા થઇને આમ કેમ ભુલોછો! આપત્કાળમાં અંગના અને સ્નેહિજનોની આગળ આશ્રય માગવા જવું એ યોગ્યછે. "માગ્યા વિના ન પિરસે માય" એ કહેવત તમે કેમ યાદ નથી કરતા. માગ્યા વિના જનેતા પણ મદદ નથી આપતી તો મિત્ર તો કેમ મદદગાર થાય? દુનિઆંજ એવી છે. શ્રીમંત અને સ્નેહીજનો દુધ ચોખા ને સાકર આરોગતા હોય તેથી તેઓ સઘળી સૃષ્ટિને પોતાના સરખા સુખી માનીને તેવુંજ જમતાં જાણેછે. પોતે સુખી તો આખી સૃષ્ટિ સુખી એવું માનનારા ઘણા લોકો મળી આવશે અને તેથીજ તેઓને લોકોની દાઝ હૈડે લાગતી નથી પણ શ્રીકૃષ્ણ ભગવાન એવા નથી. તેઓ તો નોધારાના આધાર અને સાચાના સ્નેહિ છે. ભીડમાં ભાઇ બંધુઓની પરિક્ષા ન થાય તો પછી ક્યારે થાય? તમે સમજુછો. તમે નથી જાણતા કે આપણે ત્રણ દીવસના કડાકાથી રીબાઇએ છીએ? આપણી વાતતો જાણે સમજ્યા પણ રાંકડાં બાળકોની શી સ્થિતી છે તે તમે જાણોછો? છાંની વાતને હું ક્યાં સુધી છાતીમાં રાખું! બાળકો બાપડાં ભુખથી ટળવળે છે, તેમને રડતાં રડતાં છાના રાખીને હું તો હવે કાયર થઇ ગઇ છું. આડોશી પાડોશીને ઘરથી માગી તાણીને લાવું છું ને છોકરાંને માંડ માંડ છાના રાખુંછું. આજે પાવળા

દુધ સારૂં પાંચ ઘેર ફરી પણ ન મળ્યું. હવે હું કેમ કરૂં. ક્યાં શુધી નભાવું. આજ સુધી તમનેજ હું ધૈર્ય આપતી હતી તે ધૈર્ય આજે તુટી ગઇ છે. મારાથી સંતાનનું સંકટ જોયુ જાતું નથી. તેમના શરીરપર લોહો નામે રહ્યું નથી. હાડ ચામડાંજ માત્ર લટકાએલાંછે. વસ્ત્ર પણ પેહેરવા ઓઢવાને નથી. જુનાં પાનાં વસ્ત્ર સાંધી કરીને તાઢ ખાળવા સારૂ તેમને આપુંછું. અડધાં નવસ્ત્રાં, અડધાં ભુખ્યાં, કંગાલ છોકરાંની હાલત મારાથી જોઇ જાતી નથી. બીચારાં બાળકોએ કોઈ દીવસ પેટ ભરીને ખાધું નથી કે વાર તેહેવારે પેહેર્યુ ઓઢયું નથી. આપણે પેટ આવીને તેમણે કાંઇ સુખ ન ભોગવ્યું. ત્યારે આપણા અવતારને ધીઃકારછે. છોકરાં રાબડી સારૂ રૂએછે ને આપણે ટેકને માનમાં બેસી રહીએ એ નકામુ છે હવે તમારી જેવી ઇચ્છા. હુંતો માત્ર કહેવાની સરીખ તે કહી ચુકી. આજ નહીં સહન થયાથી તમારી પાસે મર્યાદા મુકીને બોલીછું તે માટે ક્ષમા કરશો.

સુદામા—જા, જા વ્હાલી! એમાં તે શી ક્ષમા કરવાની છે. સાચી સલાહ દેવીએ સ્ત્રીનું કામ છે. તેં યોગ્ય સલાહ આપીને તારી ફરજ બજાવી છે તે માટે તારો પાડ માનુંછું. કલ્યાણી! શ્રીકૃષ્ણ આગળ જતાં મારે કાંઇજ અડચણ નથી. અડચણમાં અડચણ એટલીજ છે કે આવી દરિદ્ર અવસ્થામાં એવા મહાન રાજય કર્ત્તાને ઘેર લજજ્યા મુકીને યાચવા જવું. સ્નેહિ શ્રીકૃષ્ણની સોળ સહસ્ત્ર પટરાણીઓની સન્મુખ, ક્ષુધા

થી સુકાએલાં અને દરિદ્રથી દુભાએલાં અંગે ઉભાં રહેવું એ થોડું દુઃખછે? એવી કરૂણા મય સ્થીતિ જોઈને મારો બાળમિત્ર લજજ્યમાન નહિ થાય? મને મિત્ર કહીને બોલાવતાં, ક્રોડો જાદવોની કચેરીમાં તેનું મન નહિ દુભાય? જયવંત અને ધનવંત જાદવોની સ્ત્રીઓ મારી હાંશી નહી કરે? આવા આવા અનેક વીચારથી શ્રી દ્વારીકા જતાં મારા પગ ઊપડતા નથી.

અનપુર્ણા—વહાલા નાથ! મનુષ્ય ગાત્રને સ્વભાવિક રીતે આવા તરંગ થાય પણ શ્રીકૃષ્ણ ભગવાન સરખા બાળ સ્નેહ ભુલી જાય એ સંભવીત નથી. માટે કોઇ તરેહનો શંકા ન કરતાં એક વારતો શ્રીકૃષ્ણ કને દ્વારીકાં સિધાવવું એવી મારી વિજ્ઞાપ્તિ છે, પછી તો તમે મોટાછો.

સુદામા—વહાલી સ્ત્રી! ચાલ ત્યારે કાલ સવારેજ દ્વારામતિનો માર્ગ પકડું છું. પણ કલ્યાણી! શ્રીકૃષ્ણ ભગવાનને ભેટવાને તો જઇશ પરંતુ તેમના બાળકો કાકા, કાકા, કરતાં મારી પાસે આવશે તેમના હાથમાં હું શું દઇશ! નથી ઘરમાં કાંઇ એવી ચીજ કે હું લઇ જાઊં. ખાલી હાથે જતાં મને લજજ્યા આવે છે. ચાહી ચલાવીને એટલું દુર જવું ત્યારે તો આપણા ગજા માફક કાંઇક ભેટ લઇ જવી એમાં આપણી શોભા છે. કેમ પ્યારી! તારો શો મતછે?

અનપુર્ણા—ખરી વાત કહી તમે સ્વામિનાથ! છોકરાં છૈયાં આશાભેર આવે ને નિરાશ થઇ પાછાં જાય એ સારૂં ન કહેવાય. હું હમણાજ આડોશી—પાડોશી

પાસેજઇને કાંઇ ઊછીતું પાછીતું લઇ આવું છું. તે લઇને તમે સીધાવજો એટલે ઠીક થશે. વહાલાપતિ! મેં પુજાની સામગ્રી સાવધાન કરી રાખીછે. ઓરડીમાં પધારીને દેવ સેવા કરી લ્યો. એટલે કાલે જવાની તૈયારી કરતાં સાનુકુળ પડે.

સુદામા—ખરૂં છે પ્યારી! હું આ ચાલ્યો. તું પણ તારી તૈયારીમાં રહેજે.

(બંને જણા છુટાં પડીને જાયછે.)

અનપુર્ણા—વહાલાપતિ! સો ઘર ફરી ત્યારે સો સપાડે આટલાં તાંદુલ ઊછીતાં મળ્યાં. ન બોલાવ્યાનાં મ્હોં બોલાવવા કરતાં મરવું સારૂં છે. સારૂં થજો આ પાણી પડોશણ મંગળાનું કે જ્યારે હું જાઉછું ત્યારે તે કાંઇને કાંઇ આપે છે પણ ના પાડતી નથી. હું જઇને ઊભી રહી ત્યાં તો આવવાની મતલબ સમજી ગઇ ને વગર પુછવે મિઠાં વેણથી કહેવા લાગી, "જેઠાણીજી શા સબબથી આ સમયે પગલાં કર્યાછે? જોતું કરતું માગી લેતાં જરાએ સરમાશો નહીં. આ તમારૂંજ ઘરછે" મેં તેનો ઉપકાર માની જણાવ્યું કે "બાઇ આ વેળાએ તમારૂં એક કામ પડયું છે. મારા સ્વામિ દ્વારામતિમાં શ્રીકૃષ્ણને ભેટવા માટે જાયછે. તેમના બાળકોના હાથમાં આપવા લાયક જણસ અમારા ગ્રહમાં નથી તેથી થોડાંક તાંદુલ ઉછીતાં આપવાની કૃપા કરો તો તમારો પાડ થશે. તરતજ એ ભલી પડોશણે સુપડું ભરીને તાંદુલ કાઢી આપ્યાં. ભલું થજો એ ભલી બાઇનું કે ખરી વેળાએ ખરી ગરજ સારીછે. તાંદુલ બાંધવા લાયક ઘરમાં કાંઇપણ સારૂં વસ્ત્ર ન મળ્યું.

તેથી બેચાર ગામા એકઠા કરીને બાંધી મુક્યા છે કે ચાલતી વેળાએ વિલંબ ન થાય.

સુદામા—કલ્યાણી! મારા પાડોશીનો પણ લ્હાવજ છે. વારૂ ચાલ ત્યારે હવે કેટલીવાર છે? છોકરાં-છૈયાં ને મારી કને બોલાવી લાવ્ય તેમને મળી ભેટીને માર્ગે થાઉં.

અનપુર્ણા—પતિ! સર્વે સાહિત્ય તૈયારછે. ખડીઓ, પાણી પીવાને તુબડું ને જેષ્ટિકા હાજર કરી મુકયાછે મહારાજ! આ હું આપણા બાળગોપાળને બોલાવી લાવું. ત્યાં સુધીમાં તમે કપડાં પહેરી, કમર બાંધીને તૈયાર થાઓ. પ્રાણનાથ! આ હું આવી પહોંચી.

(જાયછે)

સુદામા—અરેરે! આતે કાંઇ અમારો અવતારછે? ખાવાને જોરી જાર ન મળે ને પહેરવાને જાડાં પાતળાં વસ્ત્ર પણ ન મળે! લુગડે થીગડું મરાય પણ પેટે કાંઇ થીગડું મરાય છે? મારી સ્ત્રી ગને પડતીમાં મદદ કરેછે તેનો મારા પર કેટલો આભાર? ધન્યછે એ સતિને! સજાત સ્ત્રીનું સુખ પુરૂષોને ઘણું હોય છે. અરે! દેવ! મારી અવસ્થા તે આવી કેમ રાખી? તાંદુલ બાંધવાને સાજું કપડું પણ ન મળ્યું? અઠવાડીયું તો રહ્યું પણ પખવાડીએ અને મહીને—છ માસે માથું મુંડાવવાને પૈસો પણ નથી મળતો તો બીજું શું મળે? એક પૈસા સારૂં આ પંચકેશ વધારવા પડયા છે! માથે મોટી જટા, લાંબી દાઢી, હજાર થીગડાં મારેલો આ ઝભો ને ટુંકા પનાનું પોતીયું ને માથે ફાટેલી જુના જમાનાની

મેલી પાઘડી! આવો વરવો વેષ શું બતાવેછે? કાંઇજ નહીં પાણ દરિદ્રાવસ્થા. ગરીબ સુદામો કહેવાતો હોતતો મને કાંઇજ ન લાગી આવત, પાણ આતો દારિદ્રી સુદામો કહેવાય છે! આજ રાબડી પીને ત્રાણ દહાડે પારણું કર્યું! એના કરતાં વિધાતા વધારે સંકટ કેટલું વરસાવે? હવે તો મારે મારી પ્રિયાની સલાહ અજમાવીને મિત્રની પરિક્ષા કરવી જોઇએ. ચાલ ત્યારે તૈયાર થઇને બેસું. પ્રિયાને છોકરાં હમણાં ભેટવાને આવશે. (સુદામાજી દવારિકા જવાની સામગ્રી કરેછે.)

---

## પ્રવેશ ૧૧ મો.

સ્થળ, સુદામાજીનો ઝુંપડી.

અનપુર્ણા—વહાલા! આ આવ્યા આપણા આયુષ્યમાન બાળકો.

સુદામા—મારા પ્યારા પુત્રો! તમે ખુશી આનંદમાં રહેજો. હું તમારા કાકા શ્રીકૃષ્ણ મહારાજને ભેટવાને માટે દ્વારીકાં જાઉં છું. ત્યાંથી હું આવું ત્યાં સુધી તમે તમારી માતાને પજવશો નહીં ને હળી મળીને રહેજો.

સોમનાથ—પિતાજી! હું મોટી વયનો થયો. મારે હવે શાળામાં શિખવા જવું પડશે તો સારી ચોપડીઓ ને પાટી લેખણ હોય તો લેતા આવજો. બીજો ઉપર મારે પહેરવાને સારાં વસ્ત્ર નથી. નવાં કપડાં પહેરવાની મ

ને બહુ હોંશછે. ફાટયાં તુટયાં લુગડાંના લઘરા પહેરીને હું બહાર જાઊછું તો બાળકો મારી હાંશી કરેછે. પિતાજી! મારા પર જો તમારી મમતા હોય તો મારે માટે કાંઇક નવી વસ્તુ લેતા આવજો.

લક્ષ્મિદત્ત—મારે નથી જોતાં લુગડાં લત્તાં કે પાટી ખડીઓ. મારે તો ફકત ખાવાનુંજ જોઇએ છીએ. સારૂં સારૂં ખાવાનું મળશે એટલે જાણે ગોળનું ગાડું મળ્યું. આપણે તો ખાવા સાથે કામ છે. સમજ્યા પિતાજીને!

પાર્વતિ—બાપા! મારે માટે ત્યારે કાંઇજ નહીં લાવો કે? મારે વૃત્ત આવનારાંછે તે ઉપર નવાં વસ્ત્ર અને ખાઉખાઊની એક કોથળી લેતા આવશો તો તમારો પાડ થશે પિતાજી!

સુદામા—(ગદગદ કંઠે) વ્હાલાં બાળકો! તમે જન્મ ધરીને મારે ઘેર કશા લ્હાવા લીધા નથી. તમને મેં જોઇએ એવા લાડલડાવ્યાં નથી. તમારા મનના કોડ મનમાં રહયાછે; પણ તેમાં મારો ઇલાજ નથી. ભગવાન તમારી ઇચ્છા પાર પાડશે. કલ્યાણી! તું કેમ મુંગી મુંગી ઉભીછું. તારે પણ જે અભિલાષા હોય તે બોલી જા, પુર્ણ પુરૂષોતમ પુરી કરશે.

અનપુર્ણા—સ્વામિનાથ! મારે કાંઇ જોતું નથી. આ પણ બાળકો સંતોષે ને આપણી સ્થિતિ સુધરે તો મને સઘળાં વાનાં મળ્યાં. મારે નથી જોતી મોજમજા કે નથી જોતાં ભાવતાં ભોજન અને હીર ચીરનાં વસ્ત્રો. પેટપુર સુકો પાકો રોટલો મળશે એટલે સર્વે વાનાં મ

જ્યાં એમ હું માનીશ. તમે આવશો ત્યાં સુધી અમારે પ્રભુ વીના બીજો આધાર નથી. ભગવાનને ભળાવીને તમે જાઓછો. પાછળ નથી વહાલું કે સગું. સઘળાંમાંછે એક પરિબ્રહ્મ પુરૂષોત્તમ.

સુદામા—ઇશ્વરે સારૂં કરવું ધાર્યું હશે તો સારૂં થશે પ્યારી! બાળકોને લઇને તું ઘરમાં જા, હું પંથે પડુંછું. તને મારે શી શિખામણ દેવી? તું ડાહીછું, એટલે ઘર સંભાળવાની અને આબરૂ રાખવાની ફીકર તારે માથે છે. શ્રી હરિ તમારૂં સંરક્ષણ કરો!

લક્ષમીદત્ત, સોમનાથ, પાર્વતિ — પિતાજી! વહેલા પધારજો. તમે આવશો ત્યારેજ અમને શાંત્તિ ને સુખ થશે.

અનપુર્ણા—તમારે ઘરની કશી ફીકર ન રાખવી વહાલા સ્વામિ! પધારો આ સારા શુકન થાય છે. મન કામના પુરી કરીને વહેલા પધારજો.

સુદામા—એ સઘળુ ઇશ્વરના હાથમાં છે. હું જાઉછું, તમારા પર પ્રભુ કૃપા દ્રષ્ટી રાખો.

(સુદામાજી જાયછે.)

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

દ્વારામતિની સીમા.

"સાવ સોનાની દ્વારિકાં શોભે;
લીલા નુતન જોઇ મન લોભે;
વાજાં વિવિધ પ્રકારના વાજે,
ગંભિર મહાસાગર ગાજે."

સુદામા—(સ્વગત) હાશ! ચાલી ચાલીને થાકી ગયો, માર્ગ કાપતાં કાપતાં કાયર થયો; ત્યારે આજ ઘણે દીવસે દ્વારામતિની હદમાં આવી પહોંચ્યો. આ દેખાયછે એજ દ્વારામતિ હોવી જોઇએ. પુરવાસીઓની ને શ્રીકૃષ્ણની આકાશે અડેલી આ ચકચકીત હવેલીઓ શો બહાર આપેછે? તેમનો દબદબોજ કહી દેછે કે આ નગરીને વિષે ઘણા શ્રીમંતને ધનાઢ્ય લોકો વસવા જોઇએ. ખરૂં છે કે જયાં શાક્ષાત લક્ષ્મિજી ને પુર્ણ પુરૂષોત્તમનો નિવાસ હોય, ત્યાં અષ્ટમા સિદ્ધી ને નવ નિધી હોવી જોઇએ. આટલો બધો ઘોંઘાટ શો? આ ધુમ્રના મોટા સર્પાકારે આકાશભણી ચડતા કેવા દિસેછે? દેવદેવળોમાં થતી સાયંકાળની આરતીને લીધે વાગતાં નાના વિધનાં વાજીત્રો, તથા શંખનાદથી આસપાસની ભુમિ કેવી ગાજી રહીછે? આતો નરૂં તુળશીનું વન આવ્યું.જયાં જોઉંછુ ત્યાં નરા તુળશીના કયારડાને કયારડા

જ દેખાયછેને! આ ઘુ. ઘુ. ઘુ. થતો અવાજ શાનો આ વેછે? ખરી વાત! એતો રત્નાગરજ હોવો જોઇએ. દ્વારામતિ ફરતો રત્નાગર છાજેછે, એ તો હમણાં મને યાદ આવ્યું. હવે તો હું શહેરની નજદિક આવી પહોંચ્યોછુંને! વાહ! શી શહેરની શોભાછે? પુર ફરતો કનકનો કોટછે ને! એના કાંગરા તો જુઓ! નરાં હીરા માણેકના! તે અસ્ત થતા સવિતાનારાયણના તેજથી કેવાં ચકચકેછે?

આહાહા! આ દ્વારામતિના લોક કેવાં સુખી ને ભાગ્યશાળી હશે! અરે! આતો ભાગોળ આગળ પહોંચતાં રાત પણ પડી ગઇ. આવી રાતની વેળાએ શ્રીકૃષ્ણની હવેલી શોધતો કયાં જઇશ? અસુરી વખતે મહારાજના ભુવન મને કોણ બતાવશે? કોઇ ભોગજોગે ભોમિઓ મળશે તો પણ રાજભુવનમાં પહોંચતાં બહુ રાત વીતી જશે. ત્યારે આ દરવાજાની પાસે દેખાય છે તે ધર્મશાળામાંજ લાવને રાતની રાત પડી રહું. દીવસ ઉગે પ્રખ્યાત ને પવિત્ર ગોમતીમાં નહાઇને પુરમાં પ્રવેશ કરીશ. લાવ ત્યારે એમજ કરૂં.

(સુદામાજી ધર્મશાળામાં પ્રવેશ કરેછે ને રાતની રાત ત્યાંજ પડી રહેછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ દ્વારામતિ.

સુદામા—[સ્વગત] ચાલજીવ! સુર્યોદય તો થઇ ચુકયો. ચાલી ચાલી ને એટલો તો થાકી ગયેલો કે ઘસઘસાટ એક ઉંઘે આંખ ઉઘડી ગઇ! ઉદ્યોગી લોકોનો

કયારનાય કામે વળગ્યાંછે. વૈષ્ણવ જનો રાધે'કુષ્ણ, રાધાકૃષ્ણ એવા પવિત્ર ઉચ્ચાર કરતાં ગોમતિના પવિત્ર નિર્મળ નિરમાં નહ્રાવાને મલપતાં ધાય છે. ચાલ, ત્યારે, હું પણ એ પવિત્ર જળાશયમાં નહ્રાઇને પાવન થાઉં. ધન્ય છે આ દ્વારામતિના ભાગ્યશાળી લોકોને કે તેઓ વૈકુંઠથી પણ વિષેશ સુખ—વૈભવને શાંત્તિ ભોગવેછે. પનોતાં ને પુણ્યવાન લોકોનોજ વાસ આ દ્વારામતિમાં હોય એમ વરતાયછે. વાહ! ગોમતિના મણીથી બાંધેલા ઘાટ કેવા રમણિય દેખાય છે. સુર્યોદયના સોનેરી કીરણો,' મણિ અને રત્નથી બાંધેલા આ સુંદર ઘાટપર પડતાં કેવો ચકચકાટ આપેછે? તેના ઝળલાટથી ઘાટ સામું એકી આંખે જોવાતું પણ નથી. લોકોની આ ભીડ શી! ગોમતિનું નિર્મળું નિર કેવું પારદર્શક દેખાયછે? જરા એમાંથી ચરણામૃત પીધું હોય તો આ અપવિત્ર દેહ પાવન થઇ જાય, ત્યારે તેનો અંદર સ્નાન કરવાથી પાર વિનાનું પુણ્ય થાય તેમાં નવાઇ શી! અહાહા! ગોમતિ ફરતાં કેટલાં કૃષ્ણ મંદિરો આવેલાંછે? એક એક મંદિરે ચોખાનો એક એક કણ મુકેતો સાંજ પડે મણ ચોખા મપાઇ જાય, પણ દેવળનો પાર ન આવે. આ ઊંધે મસ્તકે ઝુલેછે તેઓ તપેશ્રી જોગી હશે. પરમેશ્વરે આપેલો મનુષ્યાવતાર આવી રીતે સંકષ્ટમાં પુરો કરીને ભવિષ્યના સુખને ભરોસે આવો ઊગ્ર તપ કરેછે. સુદર્શન ચક્રનો ઘોશ કેવો સંભળાય છે? શ્રીકૃષ્ણ ભગવાને દ્વારામતિની રક્ષા કરવાને માટે આ સુદર્સન ચક્ર મુકયું છે તે આજ હશે. એનો વાયુ સરખો તો વેગછે. એના ઝપાટામાં જે કોઇ આવી જાય તે હતું નહોતું થઇ જાય તેમાં કાંઇજ સંદેહ ન

થી, પણ આ ચક્ર તો પતિતનેજ પીડેછે. હવે હું નહાંઇ ધોઇને ઇશ્વર સ્મરણ કરી લઉં તો ઠીક, નહીંતો ઘણો વખત થઇ જશે. (સુદામાજી ગોમતીમાં સ્નાન કરે છે. સ્નાન કરી રહયા પછી પાસે આવેલાં કૃષ્ણ મંદીરમાં જઇને ગંભીર મનથી પ્રભુ સ્તવન કરેછે.)

પદ.

પ્રકટ ભયો આ પ્રભાત, પ્રભુના ગુણ ગાઊં.
ચતુરભુજ તણા હું તો ચરણ કમળ ચહાઊં. પ્રકટ૦
(ટેક.)

વિશ્વના વિચીત્ર રંગ દેખીના વિસારૂં,
લગની એક લક્ષ્મિપતિ કેરી હું લગાઊં. પ્રકટ૦ ૧
પરમ શકિતવંત પ્રભુ પરમ દેવ પોતે,
ઠિક કૃપા કરે તોજ હું કૃતાર્થ થાઉં. પ્રકટ૦ ૨
જગ્ત તાત સર્વ વાત જુની નવી જાણે,
પ્રભુના પ્રતાપ વડે પરમ શકિત પાઉં. પ્રક૦ ૩
પાતક ભવાની દેહના સહુ પતાવા,
ધરણિધરા તણા ધામમાં જવાહું ધાઉં. પ્રકટ૦ ૪
પ્રભુનો પ્રશાદ પામી, વિશ્વમાં વિરામું,
ગુણ તણા ગીત ગાઇ ગગન હું ગજાઉં. પ્રકટ૦ ૫

---

## પ્રવેશ ૩ જો.

### દ્વારામતિના રાજયમાર્ગ.

સ્ત્રી ૧ લી—(ગોખે બેઠી બેઠી સ્વગત) અરે! પેલો ઝલો ઘેલો જાયછે એ તે કોણ હશે? એની હાલત તો

કોઇ જુઓ! માથે મોટી જટા ને તેમાં રાખોડી કેટલી ભરીછે? ખભે ખડીઓ ને તુંમડુંછે. હાથમાંની જેષ્ટિકાતો જાણે મોટું ડંગોરૂ! એની પાપણોને દાઢી વધી વધીને સાવરણીની ગરજ સારે એટલી લાંબી થઇ છે! અરે! એણે પગમાં પહેરેલાં ખાસડાં તો કોઇ જુઓ.! જોડાના તુટેલાં તળીઆંને હજારો દોરડાં વીંટી લીધાંછે ને થીગડાંનો તો પાર નથી. પહેરવાને પાંચ હાથનું પંચીયું પણ નથી મળ્યું, તેથી આ બે હાથની લંગોટી વાળીછે. ગળામાં નહાના મોટા મણિકાની નરી માળાઓજ પહેરીછે. એને ભાર નહી લાગતોહોય? આવી સ્વર્ગપુરીને લજયાયમાન કરે એવા દરિદ્રઓ આ દ્વારામતિમાં કેટલા હશે?

બાળક—મા, મા. આ આવે છે તે કોણ હશે? એને દેખીને તો મને બહુ બીક લાગેછે. એ મધરડો હશે કે બ્હાઉ?

સ્ત્રી ૧ લી—બેટા! મુઇ જા. એતો મધરીના ભાઇ મધરડો આવેછે, જો રડીશ તો તેને લઇ જશે.

સ્ત્રી ૨ જી—ધન્ય છે સખી, આવા પુરૂષની પત્નીને! તેણે પુરા પુજયા હશે ત્યારેજ આ રત્ન પામી હશે! બેહેન જો તો ખરી એના હાલહવાલ! આવા દારિદ્રીઓ દુનિઆમાં જીવીને શું સાર્થક કરતા હશે? એનું મ્હોડું જોયે રોટલો પણ ન મળે એવી તો એ મુર્ત્તિછે! ગાત્ર તો છેક ગળી ગયાંછે!

[બાળકોનું એક ટોળું હુડો હુડો! છી! છી કરતું સુદામાજીની કેડે પડેછે.)

છોકરો ૧ લો—અલ્યા માવલા! આને તેં ઓળખ્યો ને? એતો પેલો અઘોરી બાવોછે. જે આ નગરીનાં નાહાનાં બાળકોને ચોરી જઈ મારી ખાયછે! હાલો હાલો આપણે તેની પાછળ પડીએ ને રોઝડી કરીએ.

છોકરો ૨ જો—ભાઈ ભગલા! તેં એને ભલો ઓળખ્યો. આ લે હું તો આ પહેલીજ ધુળની પોટલીએ તેની આંખો ભુરી નાખુછું. (છોકરાંઓ, ધુળ, કાદવ, ને પત્થરા ફેંકતા ફેંકતા હો હો કરેછે.)

સુદામા—[ગભરાઈને સ્વગત] અરે! આ નાદાન બાળકોનું ટોળું તો મારી કેડે પડ્યું! હવે હું શું કરૂં? (પ્રકટ) છોકરાંઓ! મને શા સારૂ સંતાપોછો?

છોકરાંઓ—હુડે! હુડે! મારો, લુંટો, ઝુંટો એ અઘોરી બાવાને! (એટલામાં એક સાધુ પુરૂષ આવી પહોંચે છે.)

એક સાધુ—અરે! ઓ નાદાન પોરીઆઓ! તમેઆ સંત પુરૂષને શા સારૂ સંતાપોછો.ત્વરીત દોડીને ન્હાસી જાઓ. તમને લજયા નથી આવતી કે આ દ્વારામતિમાં રોજ રોજ હજારો સંત પુરૂષો આવે છે. એવા સાધુ પુરૂષોને સતાવો એ કનિષ્ટપણુ છે. [સુદામાજીના હાથમાંથી ડાંગ લઈને આસપાસ ફેરવેછે એટલે બાળકો ભયથી નહાસી જાયછે.

છોકરો ૧ લો—[નહાસતાં નહાસતાં] અરે! ન્હાસોરે ન્હાસો. આ બાવાજીનીડાંગથી મને તો ડર લાગેછે!

છોકરો ૨ જો—એનું મ્હેડું તો જુઓ! ઓ બાપલીઆ! મારી નાખ્યારે! ન્હાસો! ન્હાસો!! સઘળાં છોકરાં ન્હાસી જાયછે ને જાદવોનું ટોળું સુદામાજીની આસપાસ

ફરી વળેછે.)

એક સાધુ—મહારાજ! આપ કોણ છો ને કયાં જવાની ઇચ્છા રાખોછો? આપને નાદાન બાળકોએ આપેલાં અપમાનને માટે ક્ષમા માગુછું. છોકરાંઓને સંત પુરૂષની શી સમજ.!

સુદામા—ધન્યછે આપને કે આપના મ્હોડામાંથી આવાં વચનો નિકળેછે. બાળકો ઉપર મને કાંઇજ ક્રોધ નથી. હું ઊજેણ નગરીનો ભિક્ષુત બ્રાહ્મણ છું, ને શ્રીકૃષ્ણનો ચર્ણરજ સેવકછું તેથી મારે તેમના દર્શન કરવાં છે. રસ્તાથી અજાણ્યો હોવાને લીધે આમ તેમ અથડાઊછું પણ ભગવાનના મંદિરની કોઇ ભાળ બતાવતું નથી.

એક સાધુ—ભુદેવ! પધારો મારી સાથે- આપને હું શ્રીકૃષ્ણ ભગવાનનાં ભુવન બતવુંછું. અહીંથી તે ઘણાજ નજદીકછે. ઓ! પેલા સોનેરી કળશ ઝળકે! એજ ભગવાનના અલૌકિક ભુવન છે, મહારાજ! ચાલો.

સુદામા—ભગવાન તમારૂં ભલું કરો. જો આપ ન આવી પહોંચ્યા હોતતો અહિં તહિં અથડાઇ ને હેરાન થાત. તમારી મારા પર મોટી મહેર થઇછે.

(મંને જણા શ્રીકૃષ્ણના મંદિર ભણી જાય છે ને અલ્પકાળમાં જઇ પહોચેછે)

એક સાધુ—મહારાજ! હવે તમે આ પોળે ઉભેલા પ્રતિહારને પુછીને ભુવનમાં પધારો. આ દેખાય તેજ કૃષ્ણમંદિરછે, હવે મને આજ્ઞાછે? મારે બહુ વેગળે જવાનુ છે.

સુદામા—પધારો સજ્જન પુરૂષ, પધારો. આપને થયેલા પ્રયાસને માટે આપનો ઘણો ઘણો પાડ માનુંછું. ઇશ્વર આપનું કલ્યાંણ કરો.

[સાધુ પુરૂષ જાયછે અને સુદામાજી કૃષ્ણમંદિરની પહેલી પોળે આવી પોહોંચેછે]

## પ્રવેશ ૪ થો.

"શ્રીકૃષ્ણ ભુવનની પોળ."

સુદામા—વાહવાહ! કૃષ્ણભુવનની શોભામાં શી મણા હોય. સ્ફટિકમણિના સ્તંભો અને સાવ સોનાનાં ભુવન! આવી શોભાતો સ્વર્ગમાં પણ નહીં હોય. તમામ મહેલો તેજસ્વિ દીસે છે. સામી આંખ તો મંડાતી નથી. આ પોળે ઉભેલા પ્રતિહારનો રોફ ને તેજસ્વી ચહેરો કેવોછે? લાવને અંદર તો જાઉં, પણ આ આડો ઊભેલો દ્વારપાળ રજા વગર કેમ જવા દેશે? ભાગ્ય દેવિ! ધન્યછે તને. તું ચહાય સો કરેછે. ગાય-ઢોર ચરાવનારા ગોવાળીઆને આવી સાહેબી આપીને મને ફુટી બદામ આપવાના વાયદા! હશે, જેવો વિધાતાનો લેખ-હવે મારે અંદર જવાને બદલે અહિંઆં ઊભુરહેવુ જોઇએ. લાવને આ પોળે ઉભેલા દ્વારપાળ પાસે રજા મગાવું.

(દ્વારપાળની નજર સુદામાજી તરફ જવાથી)

દ્વારપાળ—કેમ મહારાજ! ક્યારના ઉભા ઉભા તમે શો વિચાર કરોછો. તમે તમારે મારગે ચાલ્યા જા

ઓ, સમજ્યા કે? આતો શ્રીકૃષ્ણ મહારાજના રાજ્ય ભુવનોછે. ત્યાં આગળ ઊભા રહેવાની આજ્ઞા નથી માટે સત્વર સામો રસ્તો પકડો.

સુદામા—ભાઈ દ્વારપાળ! અહીં હું નકામો ઊભો નથી. હું દુર દેશનો ગરીબ વિપ્રછું. મહારાજના દર્શનની અભિલાષાથી મેં અહિં સુધી આંટો ખાધોછે. માટે જરા કૃપા કરીને અંદર દાખલ થવાની રજા આપો તો શ્રીકૃષ્ણને ભેટીને પાવન થાઊં.

દ્વારપાળ—મહારાજ! હમણા તમારી અભિલાષા પાર પડે તેમ નથી. મધ્યાનકાળ હોવાથી ભગવાન શ્રી કૃષ્ણ, જમી કરીને "શયનગ્રહ"માં મહા દેવિ રાધીકાજી સાથે એકાંતમાં બિરાજેછે. ત્યાં મારાથી જવાય નહીં કે રજા લાવી આપુ. માટે મળવાની મરજી હોય તો સાયંકાળે આવજો.

સુદામા—હશે ભાઇ હશે. મારે માટે કાંઇપણ મહેનત કરો, ગમે તેમ કરીને ભગવાનને ભેટવાની જોગવાઇ કરી આપો. હું ચાહી ચલાવીને એજ કારણસર સેંકડો ગાઉની મજલ કરીને અત્રે આવ્યોછું. મારે કૃષ્ણ દર્શનના ઘણા કોડ છે. મારા ઊપર મયા કરો. ભગવાન મને ઓળખેછે. મારૂં નામ સુદામોછે. મારૂં નામ સાંભળીને મહારાજ ધાઇ આવશે. તમે જાણુ કરો એટલીજવારછે.

દ્વારપાળ—ઉભા રહો મહારાજ! ઊભા રહો. હું અંદર જઇને મહારાજની આજ્ઞા માગી આવુંછું. તમે કોઇ અભ્યાગત સાધુ પુરૂષ જણાઓછો. હું જાઉંછું તો

અરે પછી મહારાજ જાગતા હોય તો તમારાં ભાગ્ય. (દ્વારપાળ રાજ્ય મહેલમાં જાયછે.)

સુદામા— સ્વગત] પ્રભુ જેને પ્રસન્ન થાય છે તેના ભોગ વિલાસમાં શી ન્યુનતા રહેછે. એક આશ્રમમાં સાથે વસેલા, સાથે શિખેલા, અરે મેં ભણાવેલા, આહીરના ઝુંપડામાં રહેનારા, ગાય—વાછરડા ચરાવનારા કૃષ્ણમાં અને આજના શ્રી કૃષ્ણમાં કેટલો તફાવતછે. આજના કૃષ્ણના આડંબરના હું શાં વખાણ કરૂં. હુકમ કરતાં હજારો ચાકર હાજર રહેછે. મહારાજના દર્શન થવાં પણ દુર્લભ થઇ પડયાંછે. એવા ભગવાન શ્રીકૃષ્ણમાં ને મારામાં ભાગ્યદેવીએ કેટલો તફાવત રાખ્યોછે? મારો બાળ મિત્ર મારાં ફાટયાં તુટયાં ને મેલાં કપડાં ને વરવો વેષ વિલોકીને મારી હાંશિ નહીં કરે? અરે! આ તાંદુલ ન લાવ્યો હોત તો કેવું રૂડું થાત? હશે જે બનવાનું હતું તે બન્યું. જરા બેસીને વિરામ તો લઉં. જોઇએ દ્વારપાળ શો પ્રત્યુત્તર લાવેછે!



## પ્રવેશ ૯ મો.

કૃષ્ણ ભુવન—અંતઃપુર.

દ્વારપાળ—હવે હું મહારાજને કેવી રીતે વીદીત કરૂં. ભગવાન હમણાંજ શયનગ્રહ બાણી પધારેલા જણાયછે. આ પેલી દાસી આવે. તેને પુછી જોઊં કે મહારાજ શું કરેછે? (ચાહુન) બાઈ! મહારાજ હમણાં કયાં બીરાજેછે? નિચે એક સાધુ પુરૂષ આવેલાછે, તે ભગવાનને ભેટવાની અભિલાષા ધરાવેછે.

દાસી—ભાઈ! ભગવાન શ્રી કૃષ્ણ સુખસજ્જામાં પોઢ્યા છે, રાધીકાજી પાય તળાંસેછે. સુભદ્રાજી વા ઢોળેછે તથા ગાન તાનને અનેક તરેહની મોજ મજા થઈ રહીછે. ત્યાં મારાથી જવાય એમ નથી તેથી લાવો વ મારો સંદેશો લઈજાઉં. જો ભગવાન આજ્ઞા આપશે તો વીદીત કરવાને આવીશ, પણ ભાઈ! એ વિપ્રનું નામ શું?

દ્વારપાળ—બહેન! એ કાંઈ સુદામો સુદામો કહેતો હતો.

દાસી—ઠીક હું અંતઃપુરમાં જાઊં છું. [દાસી શ્રીકૃષ્ણની સન્મુખ જાય છે ને હાથ જોડીને ઊભી રહે છે તેથી),

કૃષ્ણ—દાસી! કેમ તારે શી અભિલાષાછે. તું શું માગેછે? બોલ હું પ્રસન્નછું. જરાયપણ શરમાયા વગર માગ. માગ તે આપું.

દાસી—મહારાજ! આપને પ્રતાપે સર્વે કાંઈછે. હું તો ફક્ત વિદીત કરવા આવીછું કે આપના દર્શન સારૂં સુદામાજી નામનો કોઈ ગરીબ વિપ્ર આવીને નિચે ઉભોછે.

કૃષ્ણ—હેં! દાસી તું આ શું બોલે છે? સુદામો! મારા સાચા સ્નેહી સુદામાજી અહીં કયાંથી આવે! અરે! સુદામાજીને ભેટું એ દીવસ કયારે આવે? દાસી! બોલ તું સાચું કહેછે? ત્વરીત બોલ.

દાસી- મહારાજ! આપ શું મને જુઠી માનોછો? આ જીભે કદી અસત્ય બોલીછું કે આજ બોલું. હમણા

જ આપણા દ્વારપાળે આવીને મને ખબર કરી એટલે હું શ્રીમુખ સંભળાવવાને દોડી આવીછું.

કૃષ્ણ--ત્યારે મારે ત્વરીત જવું જોઇએ. (પાવલીઓ પહેર્યા વગર, માથે મુકુટ ધર્યા વગર પીળા પિતાંબરની પાટલી વાળતાં વાળતાં શ્રીકૃષ્ણભગવાન સુદામાજીને ભેટવાને માટે ધાયછે, એટલે)

રાધીકા---ભગવત! આપ આવી રીતે ક્યાં પધારો છો? પાવલીઓ પહેરો, મસ્તક પર મુકુટ ધરો ને પછી જવું હોય ત્યાં પધારો મહારાજ!

કૃષ્ણ--મારી વહાલી રાધે! તમે તો જાણો છો કે ભક્તવત્સલ ભગવાન થઇને ભક્તજનોને ભેટતાં વાર ન લગાડે. સુદામાજી, મારા પુજ્ય સખા નીચે આવીને ઉભાછે, ને હું રોકાઇ રહુ એ નજ બને. પ્યારી રાધે! એ પરમ સ્નેહિના પ્રતાપથી હું આ રાજ્યપાટ ભોગવુંછું. તમે પુજનની સામગ્રી સાવધાન કરો. એટલામાં હું આદરમાન આપીને અહીં તેડી લાવુંછું.

રાધીકા
લલિતા
સત્યભામા } જેવી મહારાજની આજ્ઞા. (પટરાણી પુજાને લગતી સામગ્રી સાવધાન કરે છે ને શ્રીકૃષ્ણભગવાન સુદામાજીને ભેટવા માટે દ્વારે જાયછે. ત્યાં આગળ ચીંથરેહાલ અવસ્થામાં સુદામાજી નાના પ્રકારના વિચાર કરે છે, એટલામાં શ્રીકૃષ્ણ હર્ષાતુર ચ્હેરે જઇ પહોંચ્યેછે.

કૃશ્ન--(સુદામાજીને જોઇને) અહોહો! આ કોણ! મારા બાળસ્નેહી સુદામાજી! આવો, મારા વ્હાલા મિત્ર આવો, તમારાં પનોતાં પગલાં વડે હું આજ પાવન થઇ ગયોછું. મિત્ર! આજ ઘણા વરસે આપણો

મેળાપ થયો. અહોહો! હું આજ સુધી એજ વીચારમાં હતો કે મિત્ર સુદામાજી શું કરતા હશે? આજ લાંબી મુદતે આવો આપણે ભેટીએ.

(સુદામાજીને છાતીમાં ચાંપીને શ્રીકૃષ્ણ પ્યારથી ભેટેછે, તેથી ભગવાનનું શરીર રાખોડીથી ભરાઇ જાય છે એ જોઇને લોકો હાસ્ય કરેછે.)

સુદામા--પ્રાણાત્મા! આપનું સ્મર્ણ અહોનીશ થયાં કરતું હતું. આપના દર્શનથી હું આજે અત્યંત સુખી છું. આપે મહારા ઉપર મોટી મહેર કરીને દર્શન દીધાં તેથી આજનો દહાડો ઉત્સાહથી પણઅધિક માનુંછું. ગદગદ કંઠે સુદામાજીથી વધારે બોલાતું નથી)

કૃષ્ણ--બંધુ, ચાલો. આપણા ભુવનની અંદર. લાવો આ દોરીને તુમડું હું ઝાલું. તમને ભાર લાગતો હશે.

સુદામા—ના પ્રાણજીવન! એ તમારા હાથમાં ન સોહે. કૃષ્ણ આગ્રહ કરીને દોરી, તુમડું ઉપાડેછે ને સુદામાજીનો હાથગ્રહી રાજ્યમંદિરમાં લઇ જાયછે. એકઠાં થએલાં લોકો સુદામાજીના સ્વરૂપના વખાણ! કરતા કરતા વિદાય જાયછે.

---

## પ્રવેશ ૬ ઠો.

કૃષ્ણભુવનનું અંતઃપુર.

રાધીકા—બ્હેની! આજ ભગવાને પોતાના મીત્રને મળવાનો જે ભાવ બતાવ્યોછે એવો ભાવ આજ દીન સુધીમાં કોઇ ઉપર નહી બતાવ્યો હોય. મ્હેલાદ

ને બળી સરખા ભકત જનોને પણ આટલી મમતા થી નહી ભેટયા હોય, એવા મિત્ર કોણ જાણે કેવા એ હશે.

સત્યભામા—ત્યારે બોલો બ્હેની, દીયરજીને મળ વાને માટે આપણે આતુર રહેવું જોઇએ. શ્રી ભગવાનની પણ એવીજ આજ્ઞાછે. આપણા પ્રિય બાળકોને બોલાવીને અહીં લાવવાં જોઇએ. એટલે તેમના કાકાને ભેટીને દર્શન તો કરે.

દાસી—કરી મુકયાંછે દર્શન બાઇ સાહેબ. મહારાજના મિત્રોમાં શી મણા હશે? ખચોત એવા તેજસ્વી પુરૂષ આજ સુધીમાં મેં તો મારી નજરે જોયા પણ નથી! ભાગ્ય તમારાં કે તમે એવા રૂપરૂપના અંબાર અને મોટા ધનવાન દીયરજીને નજરે નિરખવા પામશો.

રાધીકા—દાસી, બેસ. તને તે એમાં શી ખબર પડે. ભગવાનના મિત્રો તો ભગવાન સરખાજ હોય સમજી કે.

લલિતા—પ્રિય બ્હેની! આ આ આવ્યાં આપણા લાડકાં બાળ ગોપાળ. અહીંજ એમને બેસાડીએ. હમણા મહારાજ અને તેમના મિત્ર આવી પહોંચશે.

બાળકો—માજી! માજી! કોણ અમારા કાકા આવે છે? વાહવાજી! ત્યારે તો અમારા માટે સારૂં સારૂં ખાવાનુ પણ લેતા આવશે.

દાસી—બાઇ સાહેબો! મારૂં કહ્યું માનીને આ રાજકુમારોને ગ્રહની અંદર લઈ જાઓ, નહીંતો મહારાજના મિત્રના રૂપ ભાળીને તેઓ છળી--ભય પામશે.

અરે આ પગલાં સંભળાય છે, આવ્યા તો ખરા.

રાધીકા—દાસી! આરતી તૈયાર કરીને મારા હાથમાં આપ્ય. ભગવાન તો આવ્યા અને તું તો વાતે વળગી રહી. આ આવ્યા જો!

(શ્રીકૃષ્ણ સુદામાજી આવી પહોંચેછે. કૃષ્ણપત્નીઓ ઊભી થઇને સુદામાજીની આરતી ઉતારેછે ને શ્રીકૃષ્ણ ભગવાન પાદ પ્રક્ષાલન કરેછે.

કૃષ્ણ—બિરાજો મારા પ્રાણસખા, આ સિંહાસન ઉપર. ધન્યભાગ્ય અમારાં કે આજ તમારા પાદ પ્રક્ષાલન કરવાની તક મળી છે. રાધીકાજી! તમે મારા મિત્રને વા ઢોળો. સત્યભામાજી! તમે પુષ્પ તોરાને હાર, લાવીને સુદામાજીના ગળામાં આરોપો. લલિતાજી! તમે મારા બાળસ્નેહિ સારૂ મુખવાસ તૈયાર કરો. દાસી! જા, ને નિર્મળ નિરથી નવડાવવાની સામગ્રી કર એટલે મારા મિત્રને જમાડવાની ઊગ્રતા થાય.

સુદામા—પ્રાણાધાર! આ શું કરો છો. મારા સરખા પામરજીવ સારૂ આટલી તસ્દિ લો તે ઠીક ન કેહેવાય. ગર્ભશ્રીમંતમાં આપ સરખા મિત્રતાઇનો હક રાખનારા પુરૂષો થોડાજ હશે.

કૃષ્ણ—એ શું બોલોછો મારા મિત્ર! તમારાથી મારે શું વધારેછે. પ્રાણસખા આ ઉભીછે તે સર્વે તમારી ભાભીઓ ને આ તમારા ભત્રિજાછે. બાળકો આવો અને તમારા કાકાને નમન કરો.

[બાળકો સુદામાજીને પગે લાગેછે)

સુદામા—(રાણીઓને) અખંડ સૌભાગ્યવંતી ભવઃ (બાળકોના માથા ઊપર હાથ ફેરવીને) પ્રભુ તમારૂં કલ્યાણ કરો પ્રિયવત્સો.

(એટલામાં દાસી આવેછે.)

દાસી—ભગવાન! જમવાની વેળા થઇછે.

કૃષ્ણ—ચાલો, અમે આવીએ છીએ—મિત્ર સુદામાજી! ચાલો જમવાને માટે. વ્હાલી રાણીઓ! જાઓ તમે સ્વયંપાકમાં અને સામગ્રી સાવધાન કરો.

રાણીઓ—જેવી આજ્ઞા ભગવાન (ભગવાનને નમન કરીને સઘળી રાણીઓ સ્વયંપાકમાં જાય છે, ને શ્રીકૃષ્ણ તથા સુદામાજી જમવાને માટે ઉઠેછે. સોનાના થાળમાં ભાત ભાતના પકવાન, શ્રી રાધીકાદેવી પીરસેછે ને કૃષ્ણ તથા તેમના સખા જમવાને બેસેછે.)

પટરાણીઓ—(સ્વગત) અહાહા! આ વિપ્રના તે કેવાં ધન્યભાગ્યછે? જે સુખ; હર, બ્રહ્માને ન મળે એ સુખ આજે ભગવાન શ્રી પોતાના સ્નેહિને આપવા બેઠાછે. સુદામાજીના કોળીયામાંથી વધેલો ગ્રાસ આરોગીને ભગવાન આનંદ પામે છે. ધન્યભાગ્ય તેમના મિત્રના!

(શ્રીકૃષ્ણને સુદામાજી જમી ઊઠેછે ને મુખવાસખાતાંખાતાં સઘળી પટરાણીઓની સન્મુખ બાળપણાની વાતો સંભારેછે.)

સુદામા-(સ્વગત] આ મારી તાંદુલની પોટલી મારા પગ તળે છુપાવવી જોઇએ, નહિતો કૃષ્ણપત્નિઓની રૂબરૂ ફજેતી થશે. (તાંદુલની પોટલી પગ તળે છુપાવેછે).

કૃષ્ણ—(સ્વગત) મારો દીનમીત્ર, મારે માટે હલકી ભેટ લાવ્યોછે તે સારૂ તે લજ્જ્યા ધરેછે; પણ મારા મ નથી એ ભેટ મુલ્યવાનછે. લાવ્ય ત્યારે એ ભેટ અંગી કાર કરૂં.

(ચાહન) મિત્ર સુદામાજી! તમે આવા દુર્બળ કેમ થઇ ગયાછો? એવડી તે શી ચીંતા પડીછે. આપણે બાળપણમાં સાથે ભણતા હતા ત્યારે તો તમે સુખી, સંતોષિ ને શરીરે સારા હતા. આજેતો એથી જુદાજ જણાઓછો. પહેરવાને પુરતાં વસ્ત્ર નથી લાવ્યા કે ન થી લાવ્યા ધાતુ પાત્ર તુંબડું ને હાથમાં જેષ્ટિકા રા ખતા ,તમને લજ્જ્યા નથી આવતી મિત્ર! તમેતો જા ણે આ સંસારપર અરૂચિ કરીને તેની માયા મુકી બે ઠા દેખાઓછો. તમને એવો તે કોણ સદગુરૂ મળ્યો કે વૈરાગ્ય લેવાનો બોધ આપ્યો છે? કાન ફુંકીને તમ ને આવું સાધુપણું લેવાનો બોધ આપનારા સાધુ ને ધન્યછે. સાધુના નિયમ સાચવવાના શ્રમને લીધે અથવા તપશ્ચર્યા—કે દેહદમન કરવાથી તમારી આવી સ્થીતિ થઇ હોય કે કાંતો ભાભીના સંતાપથી તમે કાયર થઇને જોગી થઇ બેઠા હોતો કોણ જાણે? મિત્ર! આ સઘળો ભેદ તમારી પાસેથી હું જાણવા ચા હુંછું, તે કહેવાની કૃપા કરશો.

સુદામા—ભગવાન એ સઘળો ભેદ આપથી અજા ણ્યો નથી. તમે અંતરજામી થઇને પુછો એ યોગ્ય ન કહેવાય. આપના વિયોગે કરીને મારૂં શરીર અરધું થ ઇ ગયુંછે! અહોનિશ આપના દર્શન હું ઇચ્છતો હ તો, ને બાળપણાની લીલા સંભારીને વિયોગાગ્નિવડે વિશેષ દુઃખી થતો હતો. હવે આપના દર્શનથી વિયો

ગ તાપનું સંકટ ટળશે ને તેથી મારૂં શરીર પુષ્ટ થશે !

કૃષ્ણ—મિત્ર! તમને બાળપણમાં બનેલા બનાવો સાંભરેછે કે?(રાગ વણઝારાનો)

કૃષ્ણ—"ભણતા હતા ભેળા ભાવથી, સ્નેહિ સાંભરેરે,
સુદામા—પ્રિતે આપતો તમને, હું પાઠ; કેમ ન સાંભરેરે.

કૃષ્ણ—ઊંઘમાંથી તું ઉઠાડતો, સ્નેહિ સાંભરેરે;
સુદામા—સ્નાન કરવા જાતા મળી સાથ, કેમ ન સાંભરેરે.

કૃષ્ણ—કાષ્ટ ગયા હતા કાપવા, સ્નેહી સાંભરેરે;
સુદામા—વિરા આવ્યો તેમાં વરસાદ, કેમ ન સાંભરેરે.

સુદામા—વળિ ચમકી રહી વીજળી, સ્નેહી સાંભરેરે.
સુદામા—ગેબી થાતા હતા ગગડાટ, કેમન સાંભરેરે.
કૃષ્ણ—ત્યાં કાષ્ટ તમે કાપિ ના શકયા, સ્નેહિ સાંભરેરે.

સુદામા—કાષ્ટ કાપી દીધાં તમે કૃષ્ણ, કેમ ન સાંભરેરે.

કૃષ્ણ—ગુરૂ આવ્યા હતા ગોતવા, સ્નેહિ સાંભરેરે;
સુદામા—પુછોછો એમાં શુ તમે પ્રશ્ન. કેમ ન સાંભરેરે.

કૃષ્ણ—(આશ્ચર્ય પામીને) પણ મિત્ર આ શું? તમારા પગ તળે પોટલી શાની? છોકરાંઓ આવો, તમારા કાકા તમને નવાઇની ભેટ આપે.

(એમ કહીને શ્રીકૃષ્ણ બાળકોને પોતાની પાસે બોલાવેછે ને સુદામાજીના પગતળે દબાવેલી પોટલી ભણી આંગળી કરીને બાળકોને બતાવેછે.

સુદામા—(સ્વગત) ગાય વાછરડાં ચરાવનારો શ્રીકૃષ્ણ આજ દ્વારિકાનો ગાદી પતી થયોછે. તેને આ કનિષ્ટ વસ્તુની નજીવી ભેટ નજરે જોવી પણ કેમ ગમશે. આતો હવે પુરી ફજેતી થઇ. શ્રીકૃષ્ણ એકલા હોતતો કાંઇ અડચણ નહોતી, પણ આતો તેમની પટરાણીઓ દેખતાં મારી હાંશી થવાનો વખત આવ્યો. એક પરમસ્નેહી આગળ પેટની વાત કહેવી અથવા ગુપ્ત ભેદ કરવો તેમાં લાજ શરમ નથી, પણ આતો પટરાણીઓ દેખતાં ફજેતો થવાનો. હું આવ્યો ત્યારની આ દાસી—સેવકો મને જોઇને કેવાં મંદમંદ હાસ્ય કરેછે. કંચનના ચકચકતાં પાત્રમાં અમુલ્ય ભેટ લેવાને આ મહાદેવિઓ તત્પર છે, તેઓ જાણશે કે આ ગરીબ સુદામો હજાર ચિંથરાંમાં વિંટીને તાંદુલ સરખી તુચ્છ ભેટ લાવ્યોછે, ત્યારે મારી માઠી સ્થિતીનો કરૂણાજનક ચિતાર તેમના અંત:કરણમાં કેવો આવશે? કરૂણાનિધી ભગવાન અંતરજામિ છતાં ઉપર રહીને મારી હાંશી કેમ કરાવેછે? લાવને તાંદુલની પોટલી પગતળે સંતાડી રાખું.

કૃષ્ણ—મિત્ર! તમે હમણા કૃપણ કેમ થઇગયાછો. તમારા મનથી મિત્ર કરતાં આ ભેટ મુલ્યવાન દીસેછે? દીયર ઉપર મોકલતાં ભાભીનો તો જીવ ચાલ્યો, પણ ભાઇને આપતાં હાથ ખેંચાય છે. [એમ કહીને સુદામાજીના પગ નિચેથી તાંદુલની પોટલી તાણી લેછે)

જાઓ જાઓ, મિત્ર! આમ તે શું કરતા હશો.

ભલી મેં આ પોટલી ઝુંટાવી લીધી, નહિ તો તમે તમારે હાથે આપત નહીં. (તાંદુલ છોડવા માંડેછે)

રાણીઓ-(સ્વગત)આતેશું કહેવાય? કેવાં જતને હજાર ચીંથરાંમાં વીંટાળીને મહારાજના બંધુ આ ભેટ લાવ્યાછે? કોણ જાણે કેવીએ ભેટ હશે. નિશ્ચય કીંમતી રત્ન હશે. બીજી નજીવી ચીજને માટે આવી જાળવણી ન કરે. રસ્તામાં ચોર—લૂટારાનો ભય હશે તેથી જ આવાં જુનાં ચીંથરાંમાં બાંધીને આપણા દીયરજી, ભગવાનશ્રીની નજરે કરવા માટે આ ભેટ લાવ્યા હશે.

કૃષ્ણ-(સ્વગત) હું તો ગાંઠો છોડી છોડીને થાકયો, પણ અંત ન આવ્યો. હાશ! આ છેવટની ગાંઠ હવે એકલી રહી, તે છુટે એટલી વારછે. અરે! એતો આ છુટી. (ચાહન) વ્હાલી રાણીઓ! જરા પાત્ર ધરો જોઇએ. [રાણીઓ કંચન પાત્ર ધરેછે એટલે તાંદુલથી પાત્ર ભરાઈ જાયછે. કૃષ્ણપત્નીઓ આવી તુચ્છ ભેટ જોઇને આશ્ચર્ય પામેછે તેથી સુદામાજી લજ્જિત બનેછે ને ભગવાન શ્રીકૃષ્ણ હર્ષાતુર થાયછે. (ચાહન) મારા વહાલામિત્ર! મેંઆ જગતને વિષેઅનેકવાર અવતાર ધારણ કર્યા પણ આવી તમારા જેવી ભેટ મને કોઇએ ધરી નથી. મને ઘણા ભકતો ભેટયા, ઘણા સ્નેહીઓ મળ્યા પણ તમારા સરખા પરમ સ્નેહિ મને મળ્યા નથી. મેં બહુ બહુ મનગમતાં પાક પકવાન આરોગ્યાં હશે, મને ઘણા ભાવિક ભકતજનોએ ભાવતાં ભોજન ધરાવ્યાં હશે, પણ આવી અતિ સ્વાદિષ્ટ ભેટ મને કોઇએ અર્પણ કરી નહીં હોય. (વખાણ કરીને તાંદુલની એક મુષ્ટિ મહોંમાં મુકે છે) અહાહા! શો સ્વાદ! આવો સ્વાદ મે બીજા કશા મેવા, પા

કુ પકવાનમાં જાણ્યો નથી! (સ્વગત) આ તાંદુલનો એક એક દાણો ઇંદ્રાસનની કિમતથી અધિકછે. ત્યારે મેં મારા મિત્રને શું આપ્યું? હજીતો કાંઇજ દીધું નથી. આ દ્વારામતી અને વૈકુંઠનું રાજ્ય આપું તો પણ આ ભેટ આગળ કાંઇજ વિશેષ નથી. મેં જ્યારે તાંદુલની પોટલીના બંધ છોડયા ત્યારેજ મારા મિત્રના દરિદ્રબંધન તુટી ગયાછે, તથા કંગાળ છાપરી ઉરાડીને કંચનના મહેલ કરી દીધાંછે, પણ એથી મારે કાંઇ વધારે કરવું જોઇએ.

લક્ષ્મિજી—(સ્વગત) મહારાજ તો ઓલીયા બની ગયાછે. એક તાંદુલની મુષ્ટિના બદલામાં તેમના સખા સુદામાજીની પર્ણકુટી ગગને ઉડાડીને તે ઠેકાણે ભગવાને રાજ્ય ભુવનો ખડા કરી દીધાંછે. તેમની ગરીબ સ્ત્રી ઇંદ્રાણી કરતાં પણ અધિક રૂપાળી થઇછે, ને અમારા સરખી પરમ સાહેબી ક્ષણમાત્રમાં સપડાવી આપીછે. હવે બીજી મુષ્ટિ તાંદુલ આરોગશે તો કોણ જાણે શું એ આપી દેશે. (ભગવાન બીજી મુષ્ટિ ભરીને તાંદુલ આરોગવા જાયછે એટલે લક્ષ્મિજી તેમનો હાથ ગ્રહીને) ભગવાન તમે આ શું કરોછો. મીત્રે અર્પણ કરેલો ભેટ પ્રશાદ તમે એકલા એકલા આરોગોછો ને પ્રિય બાળકો તથા અમે ટગર ટગર જોયાં કરીએ છીએ, પણ તેમાંથી કાંઇ ભાગ આપવાની કૃપા કરતા નથી એવો તે અમે શો અપ્રાધ કર્યોછે? (એમ કહીને તાંદુલની બીજી મુષ્ટિ થાળમાં પાછી નખાવે છે).

કૃષ્ણ (સ્વગત)—આ વખતે મારેમારા ગરીબ મિત્ર

ની લાજ રાખવી જોઇએ. તાંદુલમાં એવો સ્વાદ મુકું કે તે આરોગતાંજ મારી વહાલી પટરાણીઓ ખુશ ખુશ થઇ જાય. (ચાહુન) મારી વહાલીઓ! મારી મોટી ભુલ થઇ છે કે તમને પ્રશાદ ન આપ્યો. લ્યો. આ પ્રશાદ. વ્હાલીઓ! આ મહાપ્રશાદ એવો છે કે તમે સ્વપ્નામાં પણ નહીં આરોગ્યો હોય. (શ્રીકૃષ્ણ પોતાની પટરાણીઓને તથા કુંવરોને તાંદુલ વહેંચી દેછે.)

સુદામા—(પ્રસન્ન થઇને) ભગવાન ધન્ય છે તમને કે મારી નજીવી ભેટ સ્વિકારીને મને પાવન કીધો છે. મારા પર આપે જે મમતા બતાવીછે, તે ધનાઢ્ય મિત્રને શોભા આપનારીછે.

રાણીઓ—(પ્રશાદ આરોગી રહ્યા પછી) ભગવાન વાતો કરતાં કરતાં ઘણો વખત વીતી ગયો. રાત્રિ પણ ઘણી ગઇછે. હવેતો અમારા દીયરજીને આરામ લેવાની આજ્ઞા આપો તો સારૂં. મુસાફરીના પરિશ્રમને લીધે તેમને નિંદ્રા આવતી હશે ને આપ તો વાતે વળગ્યા તે વળગ્યા.

કૃષ્ણ—હા, ભાઇ સુદામાજી! હું ભુલ્યો. પ્રેમના ઊભળકાની વાત એવીજછે. પ્રેમની વાતનો પાર ન આવે. માટે પ્રિય સ્નેહિ! આપ નિંદ્રા લેવાને માટે પધારો. જા, દાસી! અમારા પ્રિય સખાને કંચનમય દિવાનખાનામાં પોઢવાને માટે તેડી જા. અમે પણ આરામ લેવાને માટે શયનગ્રહમાં જઇએ છીએ.

સુદામા—ના મહારાજ! મને કાંઇજ શ્રમ પડ્યો નથી. આપના દર્શનથી મારા પરિશ્રમનું સઘળુ સંકટ

વિસારે પડ્યુંછે. આજ ઘણે વર્ષે મિત્ર વિયોગ મટયોછે ને વાત વિનોદ થયોછે, એ મારે મન થોડો લાભ નથી. સુવાનું તો રોજનું કામછે, પણ શ્રીમુખની પવિત્ર વાણી ક્યાં દરરોજ સાંભળવાની છે. પધારો મહારાજ, આપ પોઢવાને પધારો, હું પણ આપની આજ્ઞાનુંસાર વરતુછું. (શ્રીકૃષ્ણ તથા તેમની રાણીએ, સુદામાજીને પલંગપર પોઢાડીને પોત પોતાને આ ...ને આરામ લેવા માટે જાયછે ને સુદામાજી ભર ઊંઘમાં પડેછે.)

---

## પ્રવેશ ૭ મો.

શ્રીકૃષ્ણના રાજયભુવનનો એક ઓરડો.

(આકાશમાં અપચ્છરાઓ ગાય છે.)

"પદ"

જાગોને મારા પ્રાણજીવનજી,
વાણલડું ભલું વાયુંરે; જાગોને૰
સવિતા ઉદય સમે આભ સિંદુરીને,
છાજતા રંગે છવાયુંરે; જાગોને૰
પુષ્પ લત્તાઓમાં પેશીને,
વિમળ વાય છે વાયુરે; જાગોને૰
દેવળમાં વાગે દુદંભિને,
શંખ તથા શરણાયુરે; જાગોને૰
વનિતાઓ મળી મહિ વલોવે,
ગોપ દુવે વળી ગાયુંરે; જાગોને૰

ઘુવડ આ રખડતું ઘણેરૂં,
રવિ ઉગે રઘવાયુંરે; જાગોને૦
ચોર તથા ચકવા ચકવીને,
કુટીલ મન કરમાયુંરે; જાગોને૦
ગોપિઓ મંડળ ગીતો ગાતું,
ધાણ અલાવા ધાયુંરે; જાગોને૦
ભુધર મેહેરથી આજ ભવાની,
પ્રભાત સુખડું પાયુંરે; જાગોને૦

સુદામા-(જાગીને સ્વગત) શું સ્હવાર પડી ગઇ! રાત્રિને વિષે બહુ જાગવાથી તથા થાકથી આંખ મળી તે મળીજ ગઇ. આ નગારાના નાદ અને શરણાઇના સાદ, મહારાજના મંદીરમાં થઇ રહયાછે. એ તો ચાર ચાર ઘટિકાએ વાગતાં "ચોઘડીઆં હશે". દેવ મંદિરો પણ વાજંત્રોથી ગાજી રહયાંછે. દાસ—દાસીઓની હરફરથી આખા ભુવનમાં ગડબડાટ થઇ રહયોછે, એથી સમજાય છે કે સ્નાન—પુજા કરવાનો સમય થઇ ગયો હશે. ભગવાન પણ ન્હાઇ ધોઈ પીતાંબર પહેરીને એકાંત ધ્યાનમાં બેઠાછે. આ મુકિતપુરીમાં પ્રાતઃકાળની પરમ શોભા કેવી બની રહીછે? ભગવાન પાસે રજા માગીને મારે હવે ઊજજેણ નગરીનો રસ્તો લેવો જોઇએ. મિત્રને ત્યાં વધારે દીવસ રહેવામાં માલ નહિ. મને અહીં આવ્યાને એક દીવસ થયો એટલી મુદતમાં મારી હાલત મારો મિત્ર નહીં જાણી ગયો હોય? ન જાણે એમ ન હોય. પળમાં ખબર પડી આવે. એ અંતરજામીને ઘટ ઘટની ખબર હોય. હું જે કારણાર્થે આટલો લાંબો પંથ

ખેંચીને આણ્યોછું તેની તેને જાણ હોવીજ જોઇએ, પણ તેણે તો આડી તેડી વાતો પુછીનેજ પતાવી દીધું. હશે જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે. ચાલ, રજા માગવા તો જાઊં, તે વખતે જે આપવાનું હશે તે આપશે. આપણે આગળથી તર્ક વિતર્ક શા સારૂં કરવા જોઇએ. (સુદામાજી શ્રીકૃષ્ણ પાસે રજા માગવાને સારૂં જાયછે. ભગવાન શ્રીકૃષ્ણ પોતાની પટરાણીઓ સાથે હાસ્ય વિનોદ કરેછે, ત્યાં સુદામાજી આવેછે. તેમને માન—પાન દઇને આગતા સ્વાગતા કરેછે.)

કૃષ્ણ—આવો, મિત્ર સુદામાજી આવો. તમે તો બહુ ઊંઘાળવા દેખાઓછોને શું! મેં તમારી ભાળ કઢાવી ત્યારે તો તમે ભર નીંદ્રામાં હતા. કેમ રાત્રિતો બહુ સુખમાં ગુજારીને. ખુશી તો ખરા.

સુદામા—પ્રાણાધાર! એમ કેમ બોલો છો. ભગવાનના દરબારમાં એકે પ્રકારની અગવડતા ન હોય. મહારાજ! મારે આપની પાસે હવે એક વરદાન માગવું છે. તે એજ કે મને આજ્ઞા આપો તો ઘેર જાઊં. બાળ ગોપાળ ચિંતા કરતાં હશે ને મને તલખતાં હશે. ઘર મુક્યાંને પણ ઘણા દિવસ થય છે.

કૃષ્ણ—મારા પ્રાણસ્નેહિ! તમે આટલી બધી ઊતાવળ શા સારૂ કરોછો? આ તમારૂં ઘર બારછે. આટલી લાંબી મુદતે મળ્યા ત્યારે તો મહીનો પંદર દહાડા રહી જાઓ.

સુદામા—આપે એતો પ્રત્ય કહ્યું ભગવાન! પણ મારી સ્ત્રી સિવાય બાળ બચ્ચાંની રક્ષા કરનાર કોઇ

આડીઆ ઉભીઆ નથી તેથીજ મન અકળાયછે. આ તો આપને મળવાની બહુ બહુ ઉત્કંઠાને લીંધેજ અત્રે આવવાનું બન્યું.

કૃષ્ણ—બહુ સારૂં. એમ છે ત્યારે તો સુખેથી સિધા વો. તમને વધારે આગ્રહ કરીને અહીં રાખીએ તો વળી ભાભી ગુસ્સે થાય ને ઘરમાં પેશવા પણ ન દે, પ્રાણસખા! તમારા પગલાંથી અમારૂં ઘર પાવન થયુછે ને દર્શનથી બહું આનંદ થયોછે, વળી કોઇ વાર પધારવાની કૃપા કરજો ને દર્શન દેજો.

લક્ષ્મિજી—દીયરજી આવજો! અને અમારી ભાભીને તથા બાળ ગોપાળને અમારા આશિર્વાદ કહેજો.

સુદામા—વારૂ મ્હાદેવીઓ! જરૂર કહીશ. (જરા ચાલી પાછા વળીને) બાઇ હું જાઊંછું.

કૃષ્ણ—પધારજો પ્રાણસખા!

સુદામા—(વળી જરા દુરથી પાછા વળીને) પ્રાણસખા! તમારે કાંઇ તમારી ભાભીને કે છોકરાંને કહેવુંછે? સંભારવું હોય તે સંભારો—ભાભી લક્ષ્મિજી! તમારે કાંઇ વધારે સંદેશો કહાવવો હોય તો કહાવો નહિ તો વળી પાછળથી સંભારશો તે કામમાં નહી આવે.

કૃષ્ણ—સંભારવાનું બીજું શું હોય? એજ કે સારે કામે વહેલા વહેલા આવજો ને બોલ્યું ચાલ્યું માફ કરજો. પધારો પ્રાણસખા! તમારે વિલંબ થાયછે ને વાટ લાંબી કાપવી છે.

લક્ષ્મિજી—ભાઇ! રસ્તામાં જાળવીને જજો ને જાતના જતન કરજો.

[સુદામાજી જાય છે]

સત્યભામા— } લક્ષ્મીજી ! જોયા તમે મહારાજનાં
લલિતાજી — } લક્ષણ! બિચારો રાંક મિત્ર ચાહી ચ લાવીને સ્નેહી કને જાચવાને આવ્યો પણ તેના હાથ માં ભગવાને રાતી બદામે ન આપી. મહારાજ આવાતે કૃપણ કયારના થયાછે.

લક્ષ્મિજી—સત્યભામાજી અને લલીતાજી! આપણે એ વાત ન જાણીએ. ભગવાનની વાતનો ભેદ ભગવાન જાણે.

સત્યભામા } ના, બીજું કાંઇ નહિ, પણ બાપડા
લલિતા— } વિપ્રને થોડી ઘણી માલ—મત્તા આપતાં મહારાજનું શું ઓછું થતું હતુ? બાળ સ્નેહી ઘેર આવે ને નિરાશ થઇને ખાલી હાથે ઘેર જાય એ સારૂં ન કહેવાય. પછી ભગવાનને ગમ્યું તે ખરૂં.ચાલો આપણે હવે સેવા પુજામાં પડીએ. (સહુ સહુના કામ કાજમાં રોકાયછે.)



# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—જંગલ

સુદામા—[ચાલતાં ચાલતાં સ્વગત] જોયો મિત્રનો જીવ! મને અવળું સુઝયું તેથી સ્ત્રીની શિખવાણીથી ટેક મુકીને કૃપણ મિત્ર કને આવ્યો. મુર્ખ હોય તેજ સ્ત્રીની શીખ માને. હું શ્રીકૃષ્ણ કને ન ગયો હોત તો કેવું સારૂં. લાખો જાદવોની સભામાં મારી ટેક ને મારૂ પણ ગયું.ભરમમાં ને ભરમમાં શ્રીકૃષ્ણને મારી કંગાળ સ્થિતિની ખબર કરી. મેં આજ દીન સુધી કોઇની આગળ પેટનો પડદો ઉઘાડો કીધો નહોતો તે આજે ખુલ્લો કરીને આ ફળ પામ્યો. એ તે મને શું આપશે બાળપણમાં ગાયો ચરાવીને પેટ ભરનાર ગોવાળીઆનો જીવ કેમ ચાલે. દૈવ ઇચ્છાથી તે આજે દ્વારામતિનો ધણી થયોછે, પણ સ્વભાવને લક્ષણ કાંઇ તજે? એણે મારી સ્થિતી સુધારવાનું જો મન ઉપર લીધું હોત તો બની આવે એમ હતું. એને ઘેર કયાં ખોટ હતી? સાવ સોનાના કોટ વાળીને રત્ન માણેકના કંગુરાવાળી દ્વારામતિ તો જેના હાથમાં છે. વસવાને કંચનના મહેલો છે. એવો એક મહાન અધીપતી કરૂણા કરીને મને કાંઇક આપત તો મારૂ કષ્ટ દુર થાત. એને એટલી મિલકતમાંથી કયાં ઉણુ થવાનું હતું. પણ જીવ કોનો લાવે. કૃપણ મિત્ર કળાવંત હોયછે. એ ધુતારો તે કાંઇ અમસ્થો કહેવાયો હશે? મિઠું મિઠું

બોલીને મારા તાંદુલ પણ હરી લીધા. સારૂં બોલી બો
લીને મને કેવો રાજી કર્યો! મારી રાંક સ્ત્રી મને પુછશે
કે કૃષ્ણમિત્રે શું દીધું? ત્યારે હું શો જવાબ દઇશ.
બાપા આવ્યા, બાપા આવ્યા કરતાં બાળ—બચ્ચાં મ
ને બાઝતાં આવશે ને ખાવાનું માગસે ત્યારે તેમના
હાથમાં હું શું આપીશ. હું કૃષ્ણ કને ન ગયો હોત તો ઘ
ણું સારૂં.

એ બાળપણથીજ આવો કૃપણ છે. વનમાં કાષ્ટ કાપ
વા ગયા ત્યાં એના ભાગના દાળીઆ હું ખાઇ ગયો
તે પણ દેખી શકયો નહિ. આજ નાણા અને અમ
લના તેજમાં મારા સરખા રાંક મિત્રની શી ખબર લે.
આપવાનું તો રહ્યું પણ ઊલટી એણે મારી હાંસી ક
રી તેની રાણીઓ દેખતાં મને ન પુછાય એવા પ્રશ્ન
પુછ્યા ને મીઠું બોલીને તાંદુલ ઠગીં લીધા! એ વખતે
મેં ધાર્યું કે મારો બાળમિત્ર, મારાં દરિદ્ર દુર કરશે.
એ ધારણામાં હું પુરેપુરો ઠગાણો. આવી ચીંથરે હાલ
સ્થીતિમાં હું જાદવપતિપાસે ન ગયો હોતતો સારૂં થાત,
પણ બનવાકાળ આગળ કેનો ઉપાય ચાલેછે. માણસ
ના નાશબમાં જેવું હોય છે તેવું તેને સુઝેછે. નશિબ
દોરે તેમ માણસ દોરાય છે. મારૂં નશીબ નબળું છે ત્યા
રે મિત્ર પણ શુ કરી શકે? મારા ભાગ્યમાં સુખ ભો
ગવવાનું નહીં લખ્યું હોય ત્યારે મિત્રની મદદ કેમ મ
ળી શકે? દુનીઆંની અંદર મારા સરખો દરીદ્રી કોઇ
નહીં હોય! હું આળસું નથી. ઉદ્યોગ તો ઘણાયે કરૂં
છું. પણ ભાગ્ય ફળતું નથી. બળ્યો આ સંસ

૨! સંસારની શંકટ ભરેલી જાળમાં કયાં સુધી સ ઠયા કરવું. છોકરાં ને સ્ત્રિનાં નશિબ તેઓ જાણે. તે ઓપણ નબળાં નશિબનાં કે મારા સરખા અભાગીયા ને ત્યાં અવતાર લીધો. હવે મારે શું મ્હોડું લઇને મા રે ઘેર જવું. સ્ત્રીને છોકરાં આશાભેર, મારી વાટ જો ઇને બેશી રહ્યાં હશે, તેમને શી ખબર હશે કે હું ખાલી હાથે જેવો ગયો હતો તેવોજ આવું છું. તેઓ જયારે આવી ખબર સાંભળશે ત્યારે કેવા નિરાશ થશે. મારા બખીલ મીત્ર શ્રીકૃષ્ણની સમૃદ્ધિમાં શી મણા છે. અરે! આતે મને શું થયું છે? હું કેવો ગાંડો વિચાર કરૂં છું. ઠીક થયું કે મને શ્રીકૃષ્ણભગવાને કાંઇજ લક્ષ્મી ન આપી. ખાલી હાથે મોકલ્યો તેમાંજ મહારાજનો મોટો પાડ માનું છું. મિત્રે જો મને માયા દીધી હોત તો તેની મોહ જાળમાં પડીને હું ભગવાનશ્રીની ભકતી ભુલી જાત. સંકટમાંજ શ્રી હરીનું સ્મર્ણ થાય છે એ સત્યછે. આ સંસારમાં સાધારણ સ્થિતીના લોકોને જેવું સુખ છે તેવું સુખ ધનવાન લોકોને નથી. સુખ પૈ શામાં નથી પણ સંતોષમાં છે. સંતોષ એજ પરમ સુખ છે. તેથી મારે સંતોષ પકડીને ભાગ્યદેવીને આધીન થ ઇ ભગવાનની ભકિતમાં મન રાખવું જોઇએ. ચાલ જી વ! જરા વિશ્રાંતી તો લે લાંબી મજલ કરીને પગતો લુલા લેચ થઇ ગયાછે. આ, પેલું ન્હાનું ગામડું દે ખાય? લાવ્યને તેમાજ રાતની રાત વિશ્રાંતિ લઊં. [ગામડામાં જઇ પહોંચેછે ને રાતની રાત પડી રહેછે]

———

## પ્રવેશ ૨ જો.

સ્થળ—વગડો.

સુદામા—(સ્વગત) આ વનમાં વસતાં વિવિધ તરેહ નાં પશું—પંખિઓ કેવાં સંતોષભેર આમ તેમ ઉડતાં દીસેછે? વાહ! પરમેશ્વરની કેવી પરમ લીલાછે? રંગએ રંગી પંખિઓ પોતાની પાંખો ફફડાવતા વેગથી કેવાં આકાશમાર્ગે ઊડેછે? શી પરમેશ્વરની કળા! આ પચરંગી પતંગીઆં અહીંથી તહીં કેવાં ઉડતાં ફરેછે? આ કોયલડીએ તો મારા કાન પણ બહેરા કરી નાખ્યા. સુખીઆ લોકોને મેના કોયલના શબ્દો મીઠા લાગેછે. ઓ પેલું જંગલી પોપટનું ટોળું આકાશ માર્ગે આવે! પોપટની મધુરી વાણી સુખી લોકોને કેવો પરમાનંદ કરેછે? અરે, આ મોર થનન, થનન, કરતો પોતાની કરૂપી મોરલી આગળ કળા પુરીને કેવો નાચેછે? આ જગતની મોહ જાળજ એવીછે. પ્રિયા પ્રિતમની પરસ્પરની પ્રિતી એવીજ હોય. અરે? આ મધુર સરખા નિરજીવ પ્રાણિઓ પણ પોતાની વ્હાલી પ્રિયાને રીઝવવા માટે આટલો પ્રયત્ન કરેછે. ત્યારે મેં મારી પ્રિયાને શું સુખ દીધું. કાંઇજ નહીં. બીચારી એ મારો હાથ ઝાલીને કાંઇજ સંસારનું સુખ લીધુ નથી. ધીઃકારછે મારા જીવતરને. અહાહા! હું વિચાર સાગરમાં કેવો ડુબીગયોછું? આ મારી ઊજેણ નગરીની સીમા આવી પણ મને ખબર ન પડી! આ સામેના શિખરપર શાની ધ્વજા ફરૂકેછે? હા. એતો મહાકાળેશ્વરના મંદીરના ગગને અડેલાં શિખરપરનીજ ધ્વજા છે.

આ સન્મુખ વહેછે તેતો ક્ષીપ્રા નદીજછે. એનો વેગતો જુઓ! મારે કોઇનો નહીં તો આ ક્ષીપ્રાનદીનો તો પુર્ણ પાડ માનવો ઘટેછે. જે નિર્મળ નદિએ આજ દિન સુધી નિર્મળ નિર પાઇને ઉછેર્યો, જે નદિએ પોતાના પવિત્ર નિરની લહરથી મને નવડાવીને સ્વચ્છ કીધો, તે નદિનો મારા ઉપર કેટલો બધો ઉપકાર! શી, આ સાત સાત માળની હવેલીઓ આકાશમાં ડોકીઆં કરી રહીછે. આવી હવેલીમાં વસવાનો મારે તો ઓરતો જ રહી ગયો. મારે સ્વપ્નામાં પણ સુખ ન આવ્યું. આ સઘળી હવેલીઓની વચ્ચોવચ્ચ મોટી ઇદ્રભુવનને લજાવે એવી આ કોની હવેલી હશે? હું દ્વારીકાં ગયો ત્યારે તો એ ઠેકાણે કાંઇજ નહોતું ને અલ્પકાળમાં આ શું થઇ ગયું! આતો હવે ઉજેણ નગરીની ભાગોળ પણ આવી. ચાલ જીવ શહેરમાં દાખલ થાઉં. (સુદામાજી શહેરમાંદાખલ થાયછે).

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ ઊજેણ નગરી

સુદામા—(સ્વગત) અરે? આ મારી આંખે શું વરતાયછે? આ ઉજેણ નગરી, આ મારી પોળ. અહીં કંચનના મહેલ શા? દ્વારીકાંમાં જેવી ક્રષ્ણભુવનની શોભા ને છટાછે તેથી પણ અધિક શોભાઆ ઇદ્રભુવનની બની રહીછે. સાવ સોનાના ચકચક થતા સાત માળ વાળા ગગને અડેલાં આ સુંદર ભુવનોને માથે સોનેરી કળશ કેવા દીપી રહયાછે. મનુષ્યનું શું ગજું

ક આવીકારીગરી કરી શકે. વિશ્વકર્મા વગર આરચના રચનારજ કોણ? આ ઇંદ્ર ભુવન સરખા રાજ્ય મેહેલ આ ઠેકાણે અલ્પકાળમાં ક્યાંથી થાય! વાજાં વાજે છે. નોબતો ગડગડે છે. હય હણહણેછે. બંદીજન ગુણ ના ગીત બોલેછે. ગજરાજ ડોલે છે ને ગરજના વડે ગગન ગજાવી રહયાછે. આવી શોભાને સાહેબી મહારાજ શ્રી કૃષ્ણના મંદિરમાંજ જોઇછે. આ ઊજેણ નગરીમાં એવો તે કોણ પ્રતાપી પુરૂષ થયોછે કે તેણે આ અલ્પકાળમાં સ્વર્ગ શોભા ઉતારીછે. ધન્યછે આ મહેલમાં વસનારા સુભાગ્યશાળી જીવોને! આ ઠેકાણેજ મારે રહેવાની પુર્ણકુટી હતી તે કેમ નથી જણાતી. મારૂ કુટંબ ક્યાં ગયું હશે તેનો મને સમજણ પડતી નથી. આ દેખાયછે તે વિશાળ આસોપાલવનું વૃક્ષ મારા આંગણાંમાં ઉભું હતું, તેજ ઠેકાણે આ સુંદર હવેલી ખડી થઇછે! એ હું શુ જોઉંછું. મ્હેલ ફરતા આડા અવળા ફેરા મારેછે ને નિશ્વાસ મુકેછે) મને કાંઇ મારા આશ્રમના નાશનું વિશેષ દુઃખ નથી. દુઃખમાં દુખ ને દરદમાં દરદ એટલુંજ છે કે મારી રાંક સ્ત્રી ને રાંકડા બચ્ચાંઓ કયાં ગયાં હશે? મારી પુર્ણકુટી મને વારવાર સંભરી આવેછે. ન સાંભરી આવે? બાપડાંબાપડી છોકરાં મારી વાટ જોઇને બેશી રહયાં હશે તેમનું બેલી કોણ થયું હશે?

દૈવની ગહનગતિછે. મિત્ર કને જાચવા ગયા તોસ્ત્રી. છોકરાં ને છાપરી પણ ખોઇ બેઠો. મારે માથે આવી વિપતી કેમ વરસવા માંડીછે?

અરે? મારી લુટયા સરખી સ્રીને તુટયા સરખી ઝું પડીનો તથા ગાંડા ઘેલાં બાળકોનો મેળાપ મને બીજી વાર ન થયો એ થોડો ખેદછે? માયા મિલ્કતનો નાશ કરતાં કુટંબ વિયોગની વેદના વસમી છે. ખચીત આ મંદિર કોઇ ધનાઢય પુણ્યશાળી ગ્રહસ્થનાંજ હશે અ થવા દેવ ઇંદ્રે વૈકુંઠ તજીને આ સ્થળે નિવાસ કર્યો હ શે! (સુદામાજી આવા આવા તર્ક વિતર્ક કરતા મંદિર ફરતાં ફેરા ફરેછે એટલામાં અનપુર્ણાનો નજર તેમના ઉપર પડવાથી)

અનપુર્ણા—[ઝરૂખામાં બેઠી બેઠી સ્વગત) અરે હું કયા રની જોઉછું પણ સંશય વધતોજ જાય છે. આ મંદિર ફરતા ફેરા મારેછે એ વરતાયછેતો મારા પ્રાણનાથ સરખા! લાવને જરા ધ્યાનથી જોઊં! હા એતો એજ, મારા પ્રા ણાધારજ! ઓ દાસી! દોડ વેગથી દોડ. મારા સ્વામી નાથ આવી પહોંચ્યાછે! તું શું નથી જોતી? ઓ પેલા, મંદિર ફરતા ફેરા ફરે! ચાલો દાસીઓ, આપણે સામૈયું કરીને સામા તેડવા જઇએ. ધન્ય દહાડો આજનો કે સ્વા મિનાથ બહુ દિવસે મળ્યા! અહાહા! આજ કેવો પ રમાનંદ થશે? જા, દાસી, ત્વરીત ધ્યાને પુજાને લગતી સામગ્રી સાથે લેતી આવ્ય. (દાસીઓ, સોનાની ઝારી માં જળ ભરીને તથા બીજી પુજાને લગતી સામગ્રી સાવધાન કરીને આવેછે ને અનપુર્ણાની આસપાસ અ પચ્છરા સરખી એકસો દાસીઓ વીંટી વળેછે. અન પુરણાના આનંદનો આ વખતે પાર નથી. તે ઇંદ્રાણી સરખો તેજસ્વી રૂપે, મલપતે મુખે, ચટકતી ચાલે, હા

થમાં રત્ન જડિત સોનાની ઝારી લઇને સ્વામિનાથનું સન્માન કરવાને જાયછે. જેમ હસ્તિની પુષ્પહાર આરોપવા અથવા તો કળશ રેડવાને જાઇ તેમ અનપુર્ણા ઝાંઝરનો ઝમકાર કરતી ને કાંબી કડલાંનો ઠમકાર કરતી સુદામાજીની પાસે આવી ને અંગવસ્ત્ર ઝાલવા જાયછે, એટલે સુદામાજીએ જાણ્યું કે આતે કોણ હશે? કોઇ રાણી હશે, રૂક્ષમણી હશે કે સતિ સાવિત્રી હશે! એમ ધારીને અંગવસ્ત્ર બળાત્કારેથી છોડાવી દુર ન્હાસી જાયછે. ન્હાસતાં નહાસતાં શિશની જટા છુટી ને ઉઘાડું શિશ થાયછે ને આગળ પાછળ જવાનો રસ્તો સુઝતો નથી, તેથી થરથર કંપેછે. એવું જોઇને અનપુર્ણા, પોતાના પ્રાણનાથનો હાથ ગ્રહવા આગળ આવેછે, તેથી સુદામાજી ચીસ પાડીને ગભરાઇ જાયછે).

સુદામા—(ગભરાએલે ચહેરે) અરે! એ સ્ત્રીઓ! મને તમે કેમ સંતાપવા આવી છો. મારા મનમાં કશો કપટ વિચાર નથી. હું તો ફક્ત આ નવું રાજ્ય મંદિર નિરખવાને માટેજ અહીં ઊભો હતો, તમે જો ના કહોતો હું મારે પંથે પડું. તમે યૌવનાવસ્થામાં છો ને હું વૃદ્ધ રાંક વિપ્રછું. મારા મનમાં કાંઇ પાપ ભાવ નથી. [સ્વગત] અરે? આ શું ઉજજેણ નગરીમાં કોઇ પુરૂષ તો દખાતોજ નથી ને? જયાં જોઊંછું ત્યાં સ્ત્રીઓન સ્ત્રીઓજ દખાયછે! મને તો સ્ત્રીઓની સબળ સેનાએ વિંટી લીધીછે ને? બાઇઓ! મને જવાદો. કરગરીને કહું છું કે મને માફ કરોને જવાદો. તમારૂં ઇશ્વર કલ્યાણ કરશે.મને માર્ગ આપો.

હવે જો મને ફરી અહીં ભાળો તો મારૂં નાક કાન કાપજો! [કરગરેછે]

અનપુર્ણા—સ્વામિનાથ! તમે આટલા બધા કેમ વિસ્મય થયાછો. કૃપા કરીને મંદિરમાં પધારો. આમ કકળાવો તે ઠીક ન કહેવાય. આ તમને પાયે પડું છું પણ કૃપા કરીને એકવાર મદિરમાં પધારો.

સુદામા—(આશ્ચર્ય પામીને સ્વગત) આ શું કૌતકક! સ્વામિનાથ! હું આ દેવાંગના સરખી સ્ત્રીનો સ્વમિ! એ બનેજ કેમ. (ચાહ્રન) બાઇ! તમે મને ગળે ન પડો. તમે તે મારે માથે શું કરવા ધાર્યુંછે. હું કોણ? તમે કોણ? મારે માથે મિથ્યા આળ ન ચડાવો. ગરીબને આમ ન પજવો. ઇશ્વરનો તો ડરરાખો! રે! પ્રભુ! મને આ શું સુઝયું કે હાથે કરીને આવી આપદામાં હું આવ્યો! બાઇઓ હું તમને કાલાવાલા કરીને અરે! આ હાથ જોડીને વીનવું છું કે તમે મને સંતપવાનું મુકી દો. ગરીબ વિપ્રની આંતરડીનો આશિર્વાદ લેવાને બદલે તમે શ્રાપ લેવાને કેમ આવ્યાંછો? અરે, તમે શુ મારૂં નથી સાંભળતા? જાઓ દોછો કે મારા મુખમાંથી શ્રાપ લેવા ઇછોછો? જવાદો જક્ષણીઓ! વ્યંતરીઓ! તમે ગમે તે હો પણ તમારૂં હવે ઘડિની અંદર આવી બન્યુ છે. ઊભાં રહો! (સુદામાજી શ્રાપ દવા માંડેછે એટલે]

અનપુર્ણા— [હાથ જોડીને] સ્વામીનાથ! સ્વામિનાથ તમને આ શું સુઝયુંછે. 'તમે ભ્રમિત કેમ થઇ ગયા છો. તમારી હું અર્ધાંગના છું એ સત્ય કરીને માનજો. પરમશકિતવાન શ્રીકૃષ્ણે આપણી પણકુટી પાતાળમાં ચાં

પીને તેને ઠેકાણે આ કંચન ભુવન આપણે માટે ઊ ભાં કરી દીધાંછે. હું વૃધ્ધ અવસ્થાને તથા દુર્બળતાને લીધે વિક્રાળને વરવી વરતાતી હતી, પણ આ મહેલ માં વસ્યા પછી તમે જુઓછો એવી સુંદર સ્ત્રી બની ગ ઇછું! તમે ભુલો તેમાં નવાઈ નથી. સત્ય માનજો સ્વામિનાથ! કે, તમારા પરમકૃપાળુ મિત્રે આ અડા કડીને અવસરે સ્હાયતા આપીછે. હવે દુઃખ ગયુંછે ને સુખ થયુંછે. દામોદરની કૃપાએ દરિદ્ર દળાયાંછે ને સા રી સ્થીતી થઇછે. તમે ગભરાશો નહીં. અચંબો પા મશો નહીં. માનો તમારા કૃપારૂપ મિત્ર શ્રીકૃષ્ણનો પાડ કે આવી સુખદ અવસ્થામાં આપણને લાવી મુ કયાંછે. મહારાજ! ચાલો મંદિરમાં પધારો. આ આપ ણી દાસીઓ મોતીથી વધાવાને ઊભી થઇ રહીછે. ચા લો સ્વામિનાથ! ચાલો જોઇએ. (હસ્ત ગ્રહેછે.)

બાળકો-બાપા, બાપા. આજ કેટલે દહાડે તમારાં દર્શન થયાં! બાપા, કાકાએ તો આપણને ન્યાલ કરી નાખ્યાંછે ને! (સુદામાજીને બાળકો બાઝી પડે છે ને હાથ પકડીને ઘરમાં તાણી જાયછે)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—સુદામાજીનો રાજ્ય માહાલય.

(અપચ્છરાઓ આકાશ માર્ગે ગાયન કરેછે.)

"પદ"

નારાયણ તારી ગતી ન્યારી,
શું જાણે સંસારીરે. નારાયણ૦ (ટેક)

જળને સ્થાને સ્થળ કરી સ્થાપે,
વસુધા ઠામે વારીરે;
દરિઆને ઠેકાણે ડુંગર,
ઝરણા ઠામે ઝાડીરે.　　　નારાયણ૦
ઊન્મતનો મદ ઉતારવાને,
પળમાં નાખે પાડીરે;
ભવસાગરમાં ભક્ત જનોને,
ઉલટથી લે છે ઉગારીરે.　　　નારાયણ૦
ક્રોડપતીને રાંક કરેને,
દિનને સુખ દે દહાડીરે;
ભુપને ભીખ મગાવી ભુધર,
ગરિબને આપે ગાદીરે.　　　નારાયણ૦
જયવંતા,' બળવંતા જાયે,
હરિ ઇચ્છાથી હારીરે;
હરિ ઇચ્છાથી જન હારેલા,
જય મેળવતા જારીરે.　　　નારાયણ૦

સુદામા—કલ્યાણી! આ હું શું જોઊંછું? મંદિરમાં દાખલ થયા પછી મારૂં રૂપ કેવું પલટાઇ ગયું? જાણે હું ઈંદ્ર ને તું ઈંદ્રાણી. હુકમ કરતાં દાસ—દાસીઓ હાજર થાયછે. વા વાસીદું વાળેછે! વરૂણ પાણી ભરેછે ને અગ્નિ તો અનેક તરેહની રસોઇ કરેછે! આવો ઠાઠ મારા મંદિરમાં મારા પરમમિત્રે કરી મુકયો છે. સ્ફાટક મણીના તો આ મહેલને સ્તંભોછે. રત્ન અને મિનાકારીનું નકશી કામ, ઈંદ્રભુવનને લજાવે એવું આ મંદિરમાં ઠેર ઠેર છે. ગોખ, મેડીને ઝરૂખાનો તો પાર ન

થી. આવાં બેસવાનાં સુખાશન તો મેં સ્વપ્નામાં પણ નથી જોયાં. હયશાળા, ગૌશાળા ને ગજશાળા આ કંચન મ્હાલય ફરતી આવી રહીછે. નોબતો ગડગડે છે ને ન્હાનાં પ્રકારના નાચ રંગ થઇ રહ્યાછે. પ્રિયા! આતે હું સ્વપ્નામાં જોઊં છું કે યથાર્થ જાણાયછે?

અનપુર્ણા—પ્રાણપતિ! તમે તમારી ભ્રાંતિ હવે દુર કરે, અને ભગવાન શ્રીકૃષ્ણનો ચાલો આપણે પાડ માનીએ. તેમના પ્રતાપવડેજ આપણે આ સ્વર્ગ સુખ પામ્યાં છીએ. શ્રીકૃષ્ણ સુમિત્રની સ્હાયતાથીજ આપણા દરિદ્ર દળાયાંછે. એવા મિત્રનો આભાર માનીને તેમની ભક્તિમાં લીન થવું જોઇએ.

સુદામા—પ્રિયા! તારા કહેવાથી હવે મારી સઘળી શંકાઓ દુર થઇ છે પણ તે સાથે મને ઘણો ખેદ થાયછે. કૃપણ! અરે! મારા વહાલા બંધુને મેં કૃપણ કહીને હમણાં ઘડી પહેલાંજ હિણ્યો હતો! મારા મમતાળુ મિત્રની મિત્રતાઇ ઊપર શક બતાવીને મેં તેમના સબંધી નાના પ્રકારના તર્ક વિતર્ક કર્યા હતા! તેથી મારા પ્રાણાધાર સખાનો હું મહા દોષિત થયોછું. દ્વારીકાંમાંથી ભગવાનશ્રીએ મને ખાલી હાથે પાછો વાળ્યો, તેથી મને પાર વિનાનો ખેદ થયો; અને તેને લીધેજ મેં મહારાજની મિત્રતાઇ ઊપર શક નાખ્યો. મારા મનમાં હું જયારે શ્રીકૃષ્ણ મિત્રની નીંદા કરતો હતો, તેજ વેળા એ મારા બાળ સખાએ આપણાં દરિદ્ર દુર કરીને આ કંચન મહેલો તૈયાર કર્યા હશે એ હું કયાંથી જાણું? એવા પરગજુ મિત્રનો હું જીંદગી પર્યંત આશિંગણ

થઇ રહ્યું તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ધન્યછે એવા ધનાઢ્ય મિત્રને! સ્નેહિ થઇને આપત્કાળે આશ્રય આપે એવા સ્નેહિને શાબાશછે. ભગવાને આપણો અવતાર સાર્થક કર્યો. આપણું જીવતર તાર્યું, તેથી આપણે શ્રીકૃષ્ણરૂપ પરમાત્માનું રાત્રિ દીવસ રટણ કરીને, ભગવાને આપેલી સમૃદ્ધિનો સારો ઉપયોગ કરી, આલોક તથા પરલોકનું શ્રેય કરવું શાસ્ત્રયાધારછે. આજથી મેં સદાવ્રતો સ્થાપવામાં, અનાથ નિરાશ્રીત લોકોને આશ્રય આપવામાં, આશ્રમો, જળાશયો ને દેવમંદિરો બંધાવવામાં તથા હોમ હવન કરવામાં અને કૃષ્ણાર્થમાં માયા મિલ્કત વાપરવાનો દ્રઢ નિશ્ચય કર્યોછે. કૃષ્ણાર્પણ કરવાથી આપણને મહદ લાભ થવાની આશાછે. કેમ કલ્યાણી! તું આ વિચાર માન્ય કરેછે કે નહીં?

અનપુર્ણા—હું માન્ય ન કરૂં મારા શિર છત્ર! આતો તમારા વિચાર વાજબીને વખાણવા યોગ્યછે, પણ ધારો કે કદાપિ એકવાર અયોગ્ય હોય તોપણ પતિવ્રતા પત્નિએ તો તે માન્ય કરવાજ જોઇએ. તમારા મિત્રને ધન્ય છે. સ્નેહિ એ આ વિશ્વરૂપી વિપત્તીસાગરમાં અંતની વેળાએ કામ આવેછે.*

---

વિપત્તી કાળમાં કોણ કોણ કામમાં આવેછે તે વિષે પ્રખ્યાત રામાયણમાં ભક્ત કવિ તુળસીદાસ ગાયછેકે:—

" धीरज धर्म मित्र अरु नारी,
आपत्तिकाळ निरखीय पहिचारी."

ભગવાન શ્રીકૃષ્ણનો પાડ આપણે અંતઃકરણમાં કોતરી રાખવો જોઇએ. તેમણે જો આપત્કાળમાં આપણને આશ્રય ન આપ્યો હોત તો આપણો અવતાર એળે જાત ને મનુષ્યાવતાર આવ્યો ન આવ્યો થઇ જાત, તથા રઝળી—રવડીને મરણ પામત.

સુદામા—કલ્યાણી! તારૂં કહેવું ખરૂં છે. મારા બાળ સ્નેહીએ કરેલા ઉપકારનો બદલો હું વાળી શકું એમ નથી. એક વચન વડેજ આભાર વાળવાનું આપણું ગજું છે. માટે પ્રિયા! અને પ્રિયવત્સો! ચાલો આપણે ઘુંટણપર પડી, કલ્યાણકારી ભગવાન શ્રીકૃષ્ણનો આભાર માનીએ. જે આભાર પવિત્ર પરમાત્માની હજુરમાં મંજુર થાય.



## આરતી

જયદેવ જયદેવ, જય કરૂણા કારી, (પ્રભુ. (૨)
સંકટ ભય સંહારી, (૨) સ્થિતિ કરી સારી. જયદેવ૦ ૧
જય જય જગ કરતાર, ગુગુનોધો ગીરધારી, (પ્રભુ. (૨)
રૂડી જેણે રચના (૨) વીશ્વની વીસતારી. જયદેવ. ૨
ભકત વત્સળ ભગવાન, દેવ તણા દેવા, (પ્રભુ. (૨)
જરૂર કરે શિવ જેવા, (૨) શ્રી પતિની સેવા, જયદેવ૦ ૩
અબળાના આધાર, ભકત તણા ભેરૂ. (પ્રભુ. (૨)
કરતા શુભ દિન ફેરૂં. (૨) મ્હેર તણા મેરૂ. જયદેવ૦ ૪

હરકત ભય હરનાર, દયા તણો દરિઓ. (પ્રભુ. (૨)
હિક ભકિતમાં ઠરીઓ, (૨) તે સાગર તરીઓ. જયદેવ. ૫
અમપર કરી આભાર, કષ્ટ સહુ કાપ્યાં, (પ્રભુ. (૨)
ઓ-દિસનાં ભય ચાંપ્યાં, અમૃત ફળ આપ્યાં, જયદેવ, ૬
જયકારી જયગદીશ, કરૂણા હરિ કરશો, (પ્રભુ. (૨)
ભકિતથી મન ભરશો. (૨) હરિ હરકત હરશો. જયદેવ.૭

બોલો સર્વ એક અવાજે,

## "श्री कृष्ण भगवानकी जे"



# સંપ વિજય.

રચનાર,

## ભવાનીશંકર નરસિંહરામ.

કિમત આઠઆના.

### મત—

ચીખડીના કવિ ભવાનીશંકરનું નામ ગુજરાત વાંચનારાઓને અજાણ્યું નથી. એમની કવિતા અ હોંશથી વાંચીએ છીએ. મી૦ ભવાનીશંકરની કવિતા આ રસિલી જોડણી છટાવા ને તેમના વિચાર બાજે ઘણત જોસ્સા ભરેલા આવે છે.

રાસ્ત ગોફતાર.

આ હોંશિલા કવિએ પોતાની સુધારા વીંનની હોંશ આ પુસ્તકમાં ઉલટથી દેખાડી છે. એમને રાજદરબા અને સજ્જનો તરફથી સારો આશ્રય મળયો છે, જાણીને ખુશી થયા છીએ. બુદ્ધિપ્રકાશ

દીવાન બહાદુર મણીભાઇ લખેછે કે—"તર આપણા દેશ ઉપર ઘણી પ્રિતિ રાખોછો, અને સારા ગ્રંથો લખવામાં લક્ષ રાખીને દેશને ઘણો ફાયદ કરો છો એ વાત જાણી હું ખુશી થયોછું. પુસ્તક રચ વામાં તમારી હોંશ અને ખંત જોઇ મને ઘણો સંતોષ છે. તમ ો તમારી મહેનતના પ્રમાણમાં જશ ન મળવાની અગત્ય છે."